# સૌ. રૂક્ષ્મણીબાનાં સંસ્મરણો



પ્રકાશક

નવનીતલાલ સાકરલાલ

એલિસબ્રિજ · અમદાવાદ

વિ. સં. ૧૯૯૧ — ઈ. સ. ૧૯૩૫



# નિવેદન

પૂજ્ય બા ગયા વર્ષે ગૌલોકવાસી થયાં, ત્યારે તેમનાં જીવનસ્મરણો, યાદગાર પ્રસંગો અને ધાર્મિક જીવન સંબંધી કંઈક સુસ્મરણો પ્રગટ થાય તો સારૂં, એમ લાગ્યું. આ વિચારને સૌ કુટુમ્બીજનો અને અનેક સ્નેહીજનો તરફ-થી પ્રોત્સાહન મળ્યું; એ રીતે આ ગ્રંથ તૈયાર કરવાની શરૂઆત કરી.

કુટુંબ બહારના સ્નેહીજનો પાસે આ સંબંધી કંઇ લેખ લખાવી આ ગ્રંથમાં પ્રગટ કરવાનો હેતુ નહોતો, છતાં મર્હૂમના ગૌલોકવાસ નિમિત્તે આવેલા દિલસોજીના પત્રોમાંથી જ ગોસ્વામી મહારાજો અને અન્ય સ્નેહીજનોના વિચારો સ્વલ્પાંશે પ્રગટ કર્યા છે. કુટુંબનાં નાનાંથી મોટાં—જે પોતાના વિચારો સમજાવી શકે તેઓ—પાસેથી તેવું સાહિત્ય એકઠું કરી આ ગ્રંથ તૈયાર કર્યો છે. વળી કેટલાક નિકટના સ્નેહી-જનોના આગ્રહને વશ થઈ તેમનાં સંસ્મરણોને પણ સ્થાન આપ્યું છે.

આ ગ્રંથમાં પૂજ્ય બાના ધાર્મિક અને ભક્તિમય જીવનની ઝાંખી થતાં હાલનાં તેમજ ભવિષ્યનાં કુટુંબીજનો તેમની યાદ સદા સેવી શકશે, અને પોતાનું જીવન સન્માર્ગે દોરવા પ્રેરાશે; એવી દૃઢ માન્યતા છે. જેટલા અંશે તે માન્યતા ફળીભૂત થશે, તેટલા અંશે આ પ્રયત્ન સાર્થક થયો ગણાશે, એમ માનું છું.

પૂજ્ય બાના ગૌલોકવાસને આજે બરાબર એક વર્ષ પૂરૂં થાય છે, ને તે જ દિવસે આ પુસ્તક પ્રકટ થવા બદલ પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનું છું. તેમજ ગ્રંથ-પ્રકાશનના કાર્યમાં સહકાર આપવા બદલ સૌ ભાઈ બહેનો અને શ્રી. ભોળાશંકર વ્યાસનો પણ આભારી છું.

નવનીત

અષાડ વદી ૫ · વિ. સં. ૧૯૯૫



# અર્પણ

(અનુષ્ટુપ)

શોભતાં દેવ સાંનિધ્યે, ગૌલોકે સેવ્ય સાથમાં;
અમારાં ભાગ્ય પ્રાબલ્યે, જન્મ્યાં માનવ લોકમાં.

હિંચોળી ઉરના ભાવે, ઉછેર્યાં નિજ બાલુડાં;
માત! તેં ધર્મના પાને, સંસ્કારી જીવનો ઘડ્યાં.

ન દીઠો ભેદ કો રીતે, 'મારૂં તારૂં' ગણી જગે;
ફોરતા પ્રેમ ફુવારા, માત! તારી રગે રગે.

લૌકિકે પૂર માયાનાં, લક્ષ્મીમાં પ્રીત સર્વદા;
માત! એ ક્યાંઇ ના જોયાં, તારા જીવનમાં કદા.

સમેટી સૃષ્ટિલીલાને, સિધાવે નિજલોકમાં;
હર્ષ ને ઉત્સવો છાજે, ગ્લાનિને નહિ સ્થાન ત્યાં.

અંજલિ પ્રેમનાં પુષ્પે, અર્પે આ તુજ બાલુડાં;
સ્વીકારજે નિત્યના ભાવે, દિવ્ય માતા છતાંય બા!





ફોટો : સુબોધ

પૂજ્ય સૌ. રૂકમણીબા

(શેઠ બાલાભાઈ દામોદરદાસનાં ધર્મપત્ની)

જન્મ : પોષ વદી ૪ : ૧૯૨૦ ☙ ગૌલોકવાસ : અષાડ વદી ૫ : ૧૯૯૪

# અખંડ શાન્તિ

(હરિગીત)

**પૂ**નિત આત્મા સૃષ્ટિથી નિજ સ્થાન પ્રત્યે સંચરે,
**જ્ય**મ નીર વિણુ મીન તરફડે ત્યમ સ્નેહીજન દિલડાં બળે.
**બા**! બા! કહેતાં ભાવપૂર અંતર ઉછાળા મારતું,
**ના** 'મારૂં તારૂં' માનતાં સમદૃષ્ટિ જીવન મ્હાલતું.
**આ**યુષ્યભર નિજ ધર્મને નવ પ્રાણથી અળગો કરી,
**ત**નુજા ધને ત્યમ અંતરે 'સેવા' સદા 'સેવા' ભરી.
**મા** શબ્દ છો જગ વાપરે પણ 'બા' અમે અમૂલો કર્યો,
**ને** માથી અધિકો પ્રેમ જોતાં અન્યને દિલડે ઠર્યો.
**અ**મ અલ્પ દુઃખની વાત સુણી ધૈર્ય ભાવે આપતાં,
**ખં**માખમા! ઉચરી સદા નિજ નયન આંસુ સારતાં.
**ડ**ર મૃત્યુનો કરી દૂર મુખ 'શ્રી કૃષ્ણ કૃષ્ણ' ઉચ્ચારતાં,
**શાં**તિ મહાશાંતિ મહીં ગૌલોકપંથ સિધાવતાં.
**તિ**રછો ધરી સુપાય મુખે બંસરી શી બજાવતા?
**હો**! સ્હાય પ્રભુ શ્રી કૃષ્ણ 'બા'ના આત્મને ઉદ્ધારતા.

ભોળાશંકર



# અનુક્રમણિકા


| લેખનું નામ | લેખક | પાનું |
| --- | --- | --- |
| **શ્રી ગોસ્વામી મહારાજોની દૃષ્ટિએ** | | ૧ |
| **સ્નેહીજનોની દૃષ્ટિએ** | | ૫ |
| **કુટુંબીજનોની દૃષ્ટિએ** | | |
| વ્હાલાં બા | નંદકિશોર | ૭ |
| જનની | સાકરલાલ | ૯ |
| સાસુ કે મા? | સૌ. ચંપા | ૧૧ |
| માતુશ્રીને— | સૌ. મોતી | ૧૩ |
| માતા | સૌ. સમરત | ૧૬ |
| બા | સૌ. શીવગંગા | ૧૭ |
| પૂજ્ય બહેનને— | વસંત | ૧૯ |
| પરમ ભગવદિય | ચુનીલાલ બુલાખીદાસ | ૨૧ |
| મહાનુભાવી | હિંમતલાલ બુલાખીદાસ | ૨૫ |
| અમ બા (કાવ્ય) | (ઉદ્ધૃત) | ૩૦ |
| બા | નવનીત | ૩૧ |
| પુણ્ય સ્મૃતિ | સૌ. શશીબાળા | ૩૩ |
| વ્હાલાં બાને ચરણે | ગોપાળ | ૩૫ |
| દૈવી હૃદય | નારણ | ૩૮ |
| બા તે બા | ગિરધર | ૩૯ |
| એ બા | સુબોધ | ૪૧ |
| જીવનસંધ્યા | ગોવિંદ | ૪૨ |
| માતૃપ્રેમ (કાવ્ય) | સૌ. સમરત | ૪૫ |
| ગૌલોકવાસી બા | નરોત્તમદાસ ચુનીલાલ | ૪૬ |
| ધર્માત્મા | ચંદુલાલ છોટાલાલ | ૪૯ |
| ધન્ય એ જીવન | દામોદરદાસ કરસનદાસ | ૫૦ |
| પ્રેમમૂર્તિ | નટવરલાલ ડાહ્યાભાઈ | ૫૧ |
| પુણ્યસ્મરણ | કૃષ્ણકાન્ત મકીમ | ૫૨ |
| વૈષ્ણવરત્ન | ભોળાશંકર વ્યાસ | ૫૩ |
| પ્રેમી હૃદય | સૌ. ચન્દ્રકાન્તા | ૫૭ |
| દૈવી જીવન | સૌ. ચન્દ્રાવળી | ૫૮ |
| પવિત્ર મૂર્તિ | સૌ. આનંદગૌરી | ૬૦ |
| બાનું સ્મરણ | સૌ. યશોમાલતી | ૬૧ |
| પૂજ્ય બા | સૌ. સુલોચના | ૬૩ |
| ધર્મપ્રાણ બા | ચુનીલાલ પારેખ | ૬૫ |
| માતૃત્વ | પ્રબોધ | ૬૭ |
| સ્મરણાં | નવનીત | ૬૮ |
| સ્મરણાં કે સાક્ષાત્ | લલિતમોહન | ૭૦ |
| દિવ્ય મૂર્તિ | નવીનચન્દ્ર | ૭૨ |
| બા—મારી નજરે | ગુણવંત મકીમ | ૭૩ |
| મારાં બા | મનોરમા શાહ | ૭૪ |
| માથી વિશેષ | સૌ. શ્રીમતી | ૭૬ |
| સ્નેહસ્મરણ | ચતુરલક્ષ્મી | ૭૭ |
| અમર આત્મા | સૌ. કુમુદકાન્તા | ૭૯ |
| દિવ્ય પ્રેમ | સૌ. ઊર્મિલા | ૮૦ |
| પ્રાતઃસ્મરણીય | સૌ. સત્યવતી | ૮૧ |
| દયામય | સૌ. કાન્તા | ૮૨ |
| કૃપાસિંધુ | સૌ. લલિતા | ૮૩ |
| સ્નેહસાગર | સૌ. સુભદ્રા | ૮૪ |
| ધર્મપ્રાણ | સૌ. શાન્તા | ૮૫ |
| ગૌલોકમાં ઉત્સવ | સૌ. કુસુમ | ૮૬ |
| બા કે મા? | માલવિકા | ૮૭ |
| સ્મરણ–પુષ્પ | સૌ. શ્રીમતી શાહ | ૮૯ |
| અમારાં બા | શર્મિષ્ઠા | ૯૧ |

| લેખનું નામ | લેખક | પાનું | લેખનું નામ | લેખક | પાનું |
|---|---|---|---|---|---|
| માતામહી | કુંજવિહારી | ૯૨ | પૂજ્ય બાને— | મણી | ૧૦૧ |
| મીઠી યાદ | લક્ષ્મીકાન્ત | ૯૩ | માયાળુ બા | બાલકૃષ્ણ | ૧૦૨ |
| ધર્મપરાયણ | જેઠાલાલ | ૯૪ | બાનો પ્રેમ | મદનમોહન | ૧૦૨ |
| દિવ્ય બા | જ્યોતિન્દ્ર | ૯૭ | બા! બા! | કુંજબાળા | ૧૦૩ |
| પ્રેમાળ બા | ચંદ્રલતા | ૯૮ | બા ક્યાં? | સરોજિની | ૧૦૩ |
| એક સ્મૃતિ | મનોરમા પરીખ | ૯૯ | વ્હાલાં બાને— | હરિદાસ | ૧૦૪ |
| એ અનોખાં બા | વ્રજબાળા | ૧૦૦ | બા ગયાં? | વિનોદા | ૧૦૪ |

ભક્તિમય જીવન — લલ્લુભાઈ દેસાઈ ૧૦૫




# સૌ. રૂક્ષ્મણીબાનાં સંસ્મરણો



## શ્રી ગોસ્વામી મહારાજોની દૃષ્ટિએ

(૧)

પરમ ભગવદિય રૂક્ષ્મણીબાનાં શ્રી હરિશરણ થવાથી આ લોકમાં મોટી ખોટ પડી છે. એઓ તો ભગવત્સેવા કરતાં જેમ પ્રત્યક્ષ દેખાતાં હતાં, તેમ લૌકિક દેહે હવે દેખાતાં નથી, છતાંય પ્રભુસેવાનો અખંડ આનંદ જ લેઇ રહ્યાં છે, તેમાં લેશ શંકા નથી. અત્યાર સુધી સમગ્ર કુટુંબને તેમના અલૌકિક જીવનનો જે દુર્લભ લાભ મળતો હતો, તે પ્રત્યક્ષ રીતે મળતો બંધ થવાથી તેનો ઊંડો આઘાત હૃદયમાં થાય, તે જીવનો સ્વાભાવિક દેહધર્મ જ ગણાય.

આવા સમયે–વિવેક ધૈર્યાશ્રય–ગ્રંથમાં થએલી આજ્ઞાનું સ્મરણ વારંવાર કરવાથી લૌકિક દુઃખ સહન કરવાની શક્તિ પ્રભુ આપે છે. લૌકિક દૃષ્ટિએ તેમની ઉન્નત કક્ષા હતી. આવો મોટો કુટુંબવિસ્તાર, સંપત્તિ, તેમ અખંડ સૌભાગ્ય અને દિન પ્રતિદિન વધતી જતી કીર્તિ; આ સર્વ અખંડ વૃદ્ધિ પામતું રહે, અને આ લોકનો ત્યાગ થાય, એ

લોકદૃષ્ટિએ એક સદ્ભાગ્યની સીમા જ ગણાય. અલૌકિક દૃષ્ટિએ તો તેમનાં બડભાગીપણાની જેટલી પ્રશંસા કરીએ, તેટલી થોડી જ છે. એક વૈષ્ણવ તરીકે તેમની કર્તવ્યપરાયણતા દૃષ્ટાંતરૂપ–અનુકરણીય હતી. શ્રી વલ્લભકુલ ઉપર તથા શ્રી ગુરુગૃહ ઉપર તેમની મમતા તથા પ્રેમ અગાધ હતાં. વળી તેઓનો અમારા તરફ જે વાત્સલ્યભાવ હતો, તે તો અમારા હૃદયમાં જ રહી ગએલ છે, ને વારંવાર યાદ આવ્યા જ કરે છે. વૈષ્ણવો તથા સંપ્રદાય તરફ તેમના જેવો સ્નેહ હવે તો ક્વચિત્ જ દેખાશે. એવાં અલૌકિક જીવનવાળાં પરમ ભગવદિય રૂક્ષ્મણીબાનાં અલૌકિક જીવનની છટા તેમના કુટુંબમાંથી અદૃશ્ય થતાં તેનો ઊંડો ખેદ અમોને પણ ઘણો જ થાય છે. એઓ તો લૌકિક અને અલૌકિક દૃષ્ટિએ બડભાગી થયાં. તેમનાં જેવાંઓનાં સ્થાન હવે પૂરાતાં નથી. એનો શોક સંપ્રદાયને પણ સાલે છે. પણ भगवदिच्छा बलीयसी અનુસાર આવા સમયમાં કેવળ શરણાગતિની દૃઢ ભાવના જ કર્તવ્ય છે.'

અમદાવાદ ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજ



(૨)

'ખરેખર આવા ઉચ્ચ કોટિના ભગવદિયો સંપ્રદાયના ભૂષણ રૂપ છે. અને એવા ભગવદિયોના વિયોગને લઇને ખરેખર સંપ્રદાયને મોટામાં મોટી ખોટ પડી છે; એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અમારા અનુભવ તેમજ પરિચયમાં અનેક વૈષ્ણવો આવ્યા છે, અને અમો પણ અનેક વૈષ્ણવોના પરિચયમાં આવ્યા છીએ, પણ સ્પષ્ટપણે અમારે કહેવું પડે છે, કે રૂક્ષ્મણીબેન જેવા ઉત્તમ કોટિના ભગવદિય જીવો જોયા હોય, એમ તો ન જ કહી શકાય. એમના હૃદયની સાંપ્રદાયિક ઉચ્ચ ભાવના, સરળતા, બાળકો પ્રત્યેનો અસીમ પ્રેમ, ઇત્યાદિ અવર્ણનીય ગુણો હતા. આપના કુટુંબમાં એમનાં વિયોગથી શોક થાય, એ સ્વાભાવિક છે, પણ એમના સંગીન પરિચયમાં આવનારને આ સમાચારથી શોક થયા વગર રહેશે નહિ.'

સુરત **ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજ**



(૩)

'રૂક્ષ્મણીબા ભગવદિય જીવ હતે. ઐસે સમયમેં ઐસે ભગવદિય શ્રદ્ધાળુ હોને કઠિન હૈ. ઉનકી વૈષ્ણવ સમૂહ મેં બહોત હિ ખામી પડી. શ્રીમન્પ્રભુ ઇચ્છા બલવાન માન ચિત્તકો સંતોષ કરેગે.'

કાંકરોલી **ગોસ્વામી શ્રી વ્રજભૂષણલાલજી મહારાજ**



(૪)

'રૂક્ષ્મણીબા કે હરિશરણ હોયને કે ખેદજનક સમાચાર સૂન કે બહૂત રંજ હોયો, પર યામેં મનુષ્યકો કછુ વશ નહિ હૈ. યે સબ ઈશ્વરાધીન બાત હૈ. યા સમય ધૈર્ય રાખોગે. શ્રીજી ઉનકી આત્મા કૂં શાન્તિ દેં.'

કાંકરોલી **ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજી મહારાજ**

(૫)

'રૂક્ષ્મણીબાના દુઃખદ અવસાનના સમાચાર જાણી ઘણો ખેદ થયો. આજના યુગમાં આવા શ્રદ્ધાળુ અને પવિત્ર જીવો ક્વચિત્ જોવાને મળે છે. પ્રભુ સ્વતઃ ક્રિયા માટે જગત સરજે છે, ને જગતના અનેકવિધ પદાર્થો રૂપ થઇ ક્રીડે છે, ને જ્યારે અમુક પદાર્થને પોતામાં મેળવી દેવો હોય, ત્યારે તેને પોતાની પાસે ખેંચી લે છે. જ્યાં સુધી પ્રભુની ઇચ્છા હોય છે, ત્યાં સુધી પ્રભુની સેવા કરાવે છે, ને જ્યારે પોતાના ચરણે લઇ લેવાની ઇચ્છા થાય છે, ત્યારે તેને પોતાનાં ચરણોમાં લઈ લે છે. સારાંશમાં આ બધી કર્તાકારયિતા હરિની કેવળ લીલા જ છે. तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत् એ શ્રી વૈશ્વાનર પ્રભુના આદેશાનુસાર ચિત્તોદ્વેગમાં યે પ્રભુની લીલા માની ચિન્તાનો ત્યાગ કરી પ્રભુનું ચિન્તન અને સ્મરણ જીવોએ કરવું જોઇએ.'

બુરહાનપુર — ગોસ્વામી શ્રી વ્રજનાથલાલજી (ચાંપાસેની)



(૬)

'હરિસ્મરણ કરતે ઔર સૂનતે હુએ, તથા વૃદ્ધાવસ્થા પાય કર પુત્ર ઔર પતિકી ઉપસ્થિતિમેં દેહ છોડ શ્રીશરણ હુઇ, યહ ઉનકે સૌભાગ્યકી બાત હૈ. શાન્તિ રખોગે. સૃષ્ટિકા યહી ક્રમ હૈ.'

ઇન્દોર — ગોસ્વામી શ્રી કૃષ્ણરાયજી મહારાજ



(૭)

'તે શુદ્ધ પુષ્ટિનાં જીવ હતાં. હાલના સમયમાં એવાં થાવાં દુર્લભ છે. જેની વસ્તુ હતી ત્યાં ગઇ. શાન્તિ રાખજો.'

ગોકુલ — ગોસ્વામી શ્રી ગોપાલલાલજી મહારાજનાં વહુજી

# સ્નેહી જનોની દૃષ્ટિએ

(૧)

તેઓ ઘણાં માયાળુ હતાં, તેથી સૌને તેમની ખોટ લાગે; એ સ્વાભાવિક છે. પરંતુ થોડા વખતની માંદગીમાં શ્રીજી ચરણ પહોંચી ગયાં, તે એક ભાગ્યની વાત છે. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપે.'

શેઠ ચમનલાલ ગીરધરદાસ

(૨)

'તેમણે તો પોતાનું જીવન ધાર્મિક રીતે સફળ કર્યું છે. ઈશ્વર એમના આત્માને શાંતિ આપી સાંનિધ્યમાં રાખે; એવી પ્રાર્થના છે.'

મુંબાઈ — શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી

(૩)

'વૈષ્ણવ સંપ્રદાયમાં રૂક્ષ્મણીબેનની ખોટ જણાશે, એમ હું તો માનું છું. વૈષ્ણવ હોવાનો દાવો રાખનારાં ઘણાં છે, પરંતુ ખરૂં વૈષ્ણવત્વ વિરલ છે, તે તેમનામાં હતું.'

રાજકોટ — રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી

(૪)

'એઓએ પોતાના દેહનું સાર્થક પૂરી રીતે કરેલ છે. એમના જેવાં આ જમાનામાં થવાં મુશ્કેલ છે.'

મુંબાઈ — શેઠ કરસનદાસ તેજપાલ

(૫)

'તેઓ વૃદ્ધ ઉંમરે બહોળું કુટુંબ સુખરૂપ મૂકી સૌભાગ્યપૂર્વક ગયાં, તે ખરેખરાં ભાગ્યશાળી કહેવાય. વળી તેઓ ઠાકોરસેવામાં મશગુલ રહેતાં હતાં, એટલે તેમને પ્રભુ સાનિધ્યમાં જ લે, એમાં નવાઇ જેવું નથી.'

પેટલાદ — શેઠ રમણલાલ કેશવલાલ

(૬)

'ઐસી મહાન્ આત્માઓંકા અવતરણ સંસારમેં મહાન ઉદ્દેશ્યોંકી પૂર્તિકે લિએ હોતા હૈ. વહ ભી અનેક શતાબ્દિયોંમેં. અહા! 'બા'કી રિક્તસ્થાનકી પૂર્તિ ક્યા કભી પૂર્ણ હોગી? ઉનકે સમયકા જૈસા શાન્ત ઔર પવિત્ર વાતાવરણ ક્યા દૃષ્ટિગોચર હોગા? ઉનકે સમાન દયાસ્નેહકી મૂર્તિ ઇસ ભૂતલમેં કહીં વિદ્યમાન હોગી? ઇસ પ્રકાર જબ અનેક ભાવાત્મક પ્રશ્નોંકા પ્રત્યુત્તર એક 'નહીં' મિલતા હૈ તબ આત્મા કે અન્દર એક અસહ્ય આઘાત પહુંચતા હૈ ઔર વહી 'શોક' કે રૂપમેં પરિણીત હો જાતા હૈ.'

દેવપ્રયાગ — જ્યોતિષાચાર્ય ચક્રધરશર્મા (ગિરિધરદાસ)
(બદરીકાશ્રમ નિવાસી)

(૭)

'શ્રી. શેઠાણીજી લીલામાં પધારવાથી વૈષ્ણવ સમૂહને એક મહાન આશ્વાસનની ત્રૂટી અવશ્ય રહેવાની. બા તો બા જ હતાં. જેમ શ્રી મહારાણીમાની સમસ્ત જીવો પર અતૂટ દયા વર્તી રહી છે, તેમ બાની પણ વૈષ્ણવસમૂહ પર અતૂટ કૃપા હતી. પ્રભુ અતિ દયાળ છે. બાએ તો 'હાથે તે સાથે' એ સૂત્રાનુસાર વૈષ્ણવમાર્ગનાં અનેક રહસ્યમય સૂત્રો પૂર્ણપણે ભોગવી લીધાં હતાં. શ્રી હરિ, શ્રી ગુરુદેવ તેમજ શ્રી વૈષ્ણવવૃંદઃ એ ત્રિદળની પૂર્ણ ભાવે સેવા કરી હતી. એમના નિખાલસ હૃદયની પ્રશંસા જીવબુદ્ધિ શું કરી શકે? તે તો અત્યારે નિકુંજના ગહેરા લહાવા લઇ રહ્યાં હશે.'

ધંધુકા — મોતીલાલ હરજીવનદાસ મહેતા

(૮)

'પૂજ્ય બાના હૃદયની વાત્સલ્યતા, મહાન ઉદારતા, બધાંનાં હૃદયનું સમાધાન, બાળકો ઉપર પ્રેમ, વૈષ્ણવો ઉપર ભાવ. અને પોતાના શ્રી ઠાકોરજી ઉપરનો આગ્રહ અત્યંત હતો. વારંવાર અનેક યાત્રાસ્થાને તેમજ વૈષ્ણવોને જાતજાતની વસ્તુઓ મોકલી સંતોષ માનતાં.'

ગોકુલ — જમનાદાસ હરજીવનદાસ






પૂજ્ય બાનાં સ્મરણો તથા જીવન પ્રસંગો પર મારે કાંઈ લખવું, તે 'નાને મોઢે મોટી વાત' કર્યા જેવું લાગે, છતાં યે આગ્રહને વશ થઇ થોડું લખીશ.

અમારા કુટુમ્બમાં હું નાનામાં નાનો, એટલે સ્વાભાવિક રીતે વડીલોનો ભાવ મારા પર વધારે હોય. પરંતુ તે બધાંમાં યે પૂજ્ય બાનો પ્રેમ તો અધિક જ હતો;તે હજુ વિસરાતો નથી. તે પુષ્કળ લાડ લડાવતાં હતાં. મારી માંદગીના સમયમાં તેમનું શરીર સારૂ હોય, કે ન હોય, છતાંયે મારી પાસે આવી માથે પ્રેમભર્યો હાથ ફેરવે, ત્યારે જ તેમને શાંતિ વળતી. તેમ થવાથી મને પણ આનંદ થતો, અને એથી અર્ધું દરદ તો ઓછું થઈ જતું.

પૂજ્ય બાને શ્રીકૃષ્ણ ભગવાનનાં કીર્તન તથા રાસલીલાના પ્રસંગો સાંભળવા બહુ ગમે, તેથી વારંવાર સારાં કીર્તનો શીખવતાં, ને અમારી પાસે બોલાવતાં. આવાં કીર્તનોમાં એક તેમને સાંભળવું બહુ ગમતું. 'મૈયાં મોહે માખણ મીસરી ભાવે' આ કીર્તન ગાતાં–સાંભળતાં બાના આનંદનો પાર ન રહેતો. અમે લગભગ દરવર્ષે ઉનાળામાં દરિયા કાંઠે જઇએ છીએ, તે પ્રમાણે એક વર્ષે ડુમસ ગયાં. ત્યારે મારી ઉમ્મર લગભગ ૬–૭ વર્ષની હતી. ડુમસમાં એક બંગલામાં રાત્રે બધાં મળી બેઠાં હતાં. બાએ કહ્યું. 'શામુ! કૃષ્ણ ભગવાનના રાસ સંભળાવ.' એમ કહીને પોતાના હાથે ફૂલના હાર બનાવ્યા, મને પહેરાવ્યા, ને રાસ વિષે થોડી સમજૂત આપી. તેમની સૂચના પ્રમાણે શ્રી કૃષ્ણ જીવનનો એ મધુરો પ્રસંગ મેં કૃષ્ણ બનીને ભજવ્યો, ત્યારે તેમનો આનંદ વર્ણવી શકાય નહિ તેવો દેખાયો.

નાનાં બાળકો પ્રતિ તેમનો વાત્સલ્યભાવ અખૂટ હતો. મારી વર્ષગાંઠ નિમિત્તે એક વાર મારી શાળાનાં ૧૫૦–૨૦૦ જેટલાં નાનાં બાળકોને બોલાવી, આનંદ ઉત્સવ કર્યો હતો, તે હજુ પણ યાદ આવે છે.

કેવળ અગિયાર દિવસ જેટલી બિમારીમાં જ તેઓ આમ અમને મૂકીને ચાલ્યાં જશે, એવો સ્વપ્ને ય ખ્યાલ નહોતો. તેમની ખોટ અમોને એટલી બધી પડી છે, કે તેનું વર્ણન કરતાં હૃદય ભરાઇ જાય છે. પ્રભુ સેવામાં નિરંતર રહેવાની તેમની અભિલાષા હતી, તે ઇશ્વર પૂરી કરે; એવી પ્રાર્થના છે.

નંદકિશોર





પૂજ્ય બાપાજી

(શેઠ ભાલાભાઈ દામોદરદાસ)



# જનની

**દુનિયાના** અનેક ગ્રંથકારોએ 'માતૃપ્રેમ' વિષે ઘણું લખ્યું છે, તેમાં યે કવિઓએ તો હદ કરી છે. કવિ દલપતરામે 'મહા હેતવાળી દયાળી જ મા તું' એ કવિતા લખીને તેમાં માતૃપ્રેમનું ઘણી જ સરળ ને સચોટ રીતે વર્ણન કરેલું છે. તેનો અનુભવ દરેક વ્યક્તિએ જોયો કે અનુભવ્યો હશે, પણ જો તેનું બરાબર અધ્યયન કરે, તો માતૃઋણ કેટલું છે, તેનો પૂરેપૂરો ખ્યાલ આવી શકે. દુનિયામાં પ્રેમ અનેક જાતના છે, તેમાં વાત્સલ્યતાનો ભાવ માતૃપ્રેમ જેટલી હદ સુધી પહોંચી શકતો નથી. તેમાં યે ખાસ કરીને દુઃખી અવસ્થામાં તેવા ભાવની પૂરી કિંમત જણાય છે. જ્યારે કોઇ વ્યક્તિને ચિત્તની વ્યગ્રતા અગર મુશીબત આવી પડે છે, તેવે પ્રસંગે માતાનો સહવાસ ઓછો હોય, છતાંયે પણ માતાનો પોતાનાં બાળકો પ્રત્યેનો પ્રેમ ઉભરાઈ જઈ બને તેટલું સાન્તવન અને આશ્વાસન આપવા પ્રેરાય છે. તેમાં યે વળી એકનો એક પુત્ર હોય છે, ત્યારે તો વળી તેના પ્રેમની અવધી જોવામાં આવે છે. હું પણ તેવી સ્થિતિમાં મુકાએલો હોવાથી મને તેવા ઘણા અનુભવો થયા છે. જ્યારે જ્યારે મુસાફરી માટે બહારગામ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યારે મોટી ઉંમરનો હોવા છતાં યે પણ જાતે ચાંદ્લો કરી, વિદાયગીરી આપી, શિખામણના બે શબ્દો પ્રેમની નિશાની તરીકે કહેતાં, કે 'રેલગાડીમાં બારણા પાસે બેસવું નહિ, બારીએ ડોકિયું કરવું નહિ' વગેરે વગેરે. આવો જ પ્રેમ પૌત્રાદિક સુધી પણ અવિચળ હતો. જનની તો જગતમાં બધાંને હોય છે, પણ મારાં માતુશ્રીનો તો કોઇ દિવ્ય પ્રેમ જ હતો.

પ્રેમ એ પવિત્ર જ હોવો જોઇએ, કારણ કે તે દૈવી વસ્તુ છે, અને જેના દિલમાં આવા દિવ્ય પ્રેમની જ્યોતિ જ્વલંત લૌકિકમાં જોવામાં આવે છે, તેને જ્યારે સત્સંગદ્વારા ધર્મના સંસ્કાર પડે છે, ત્યારે ક્રમેક્રમે આવા પ્રેમને લઇને પ્રભુની સાનુભવતા મેળવે છે. હું અત્રે એ કહું, તો વધારે પડતું નહિ ગણાય, કે મારાં માતુશ્રીને તેમનામાં આવો ઉચ્ચ પ્રકારનો પ્રેમ હોવાથી પ્રભુની સાનુભવતા જરૂર હોવી જોઇએ. તેમના આવા

અનુભવને લઈને જ પોતાનાં તમામ બાળકોનાં હૃદયમાં ધર્મનું સિંચન કરી, ધર્મના સારા સંસ્કાર પાડ્યા છે. જે તેમની જિંદગીનું સાફલ્ય પ્રાપ્ત કરવામાં મદદગાર થઈ પડશે.

પ્રભુની આજ્ઞા અનુસાર દુનિયાના ક્રમ પ્રમાણે તા. ૧૭–૭–૩૮ના રોજ તેઓ આ ફાની સંસારનો ત્યાગ કરી ગૌલોકમાં પ્રભુની નિત્યલીલામાં સેવા કરવા પહોંચી ગયાં. જો કે ગમે તેટલી મોટી ઉંમરે જવા છતાં સ્નેહના બંધનને લઇને ઘણું લાગી આવે છે; પણ એમ કહ્યા વગર નહિ ચાલે, કે આપણે તો આપણા સ્વાર્થ ખાતર તે નિરંતર આપણી પાસે જ રહે, તેમ માગીએ, પણ તે લૌકિકની તેમની વાડી બાબાદ મૂકીને તેમજ વૃદ્ધાવસ્થાને લઈ શારીરિક દુઃખ ભોગવ્યા વગર, તેમજ તેઓ સારી જગાએ જતાં હોવાથી તેમનું તો સુધરી ગયું ગણાય.

પોતે જાતે વ્યવહારકુશળ હોઇ વ્યાવહારિક કાર્યોનો સારી રીતે ઉકેલ લાવતાં. તેથી તેમના જવા પછી ડગલે ને પગલે એવો કાર્યોનો ઉકેલ લાવવામાં તેમની મદદની જે ખોટ પડે છે, તે પૂરાય તેમ નથી.

માતૃઋણનો બદલો કોઈપણ વાળી શકે તેમ નથી. પણ તેમણે પોતાનાં બાળકોમાં જે ધર્મ સંબંધી બીજ વાવ્યાં છે, તે વૃક્ષરૂપે બની, યત્કિંચિત્ પણ ફળપ્રાપ્તિ કરે, તો પણ તેમના આત્માને શાંતિ થશે. ને એ રીતે તેમના ઋણનો સહેજ પણ બદલો વાળવાની પ્રભુ કૃપા કરે, એવી મારી તેમના પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

**સાકરલાલ**



# સાસુ કે મા?

પૂજ્ય સાસુજી મારા પર માતા કરતાં યે વધારે હેત રાખતાં હતાં. તેમના પ્રેમની ગણના કોઈ રીતે થઇ શકે તેમ નથી. જો કે તેઓ મારાં સાસુપદે હતાં, છતાં યે અમારી વચ્ચે મા અને પુત્રી જેવો સંબંધ હતો.

મારાં લગ્ન બહુ જ નાનપણમાં થએલાં હોવાથી કેવળ તેર વર્ષની નાની ઉંમરે હું તેમને ઘેર આવી, જેથી મારા જીવનની બધી કેળવણી અને સંસ્કાર તેમના હાથે જ દૃઢ થયા હતા. એક સંસ્કારી માતા પોતાની પુત્રીને જે જાતનું વ્યવહારનું, ધર્મનું અને નીતિનું જ્ઞાન આપે, તે બધું જ્ઞાન તેમણે મને પોતાની પુત્રી માનીને આપ્યું હતું. મારા પિયેરમાં હું બહુ જ લાડમાં ઉછરેલી હોવાથી મને વ્યવહારનો અનુભવ ઓછો હતો; છતાં યે બહુ જ ઉદાર દિલ રાખીને બાએ મારૂં જીવન ઘડવામાં સૌથી અગત્યનો ભાગ લીધો છે; એમ કહ્યા વગર ચાલતું નથી.

આખો દિવસ તેમની સાથે જ રહેવાનું બનતું, જેથી થોડો સમય પણ વિખુટાં પડાય, તો અમને બહુ દુઃખ થતું; જેથી જેટલો બને તેટલો વધારે સમય સાથે જ ગાળવામાં અમને આનંદ થતો.

પોતે અનેક વૈષ્ણવો અને ભગવદિયોના સમાગમમાં આવતાં, ત્યારે તેમના મુખથી સાંભળેલી અનેક ભગવદ્‌વાર્તા સવારે મને પાસે બેસાડીને કહે, અને તે સાથે અનેક જાતની શિખામણો આપે; તેવી શિખામણો અને વાતો કહેનારૂં હવે કોઈ રહ્યું નથી, તે જાણીને હૃદય હમેશાં દુઃખી રહ્યા કરે છે.

મનુષ્યથી વારંવાર નાની મોટી અનેક ભૂલો થયા કરે છે, તે પ્રમાણે નાનપણ તેમજ ચાલુ જીવનમાં પણ મારાથી કોઈ પ્રસંગે તેમની નજરે ભૂલ થએલી જણાય, તો શાંતિથી પાસે બોલાવી, ધીરજવાળાં અને પ્રેમાળ વચનો કહી સમજ પાડતાં, અને શાંતિથી એવી સરસ રીતે કહેતાં, કે બીજી વખત તેવી ભૂલ થવાનો પ્રસંગ ઊભો થતો જ નહિ.

સામાન્ય મનુષ્યમાં ન હોય, તેવા અનેક દૈવી ગુણો તેમનામાં જોઇને હું તો તેમને તાદૃશી ભગવદિય જ માનતી, અને તેવા વૈષ્ણવોને યોગ્ય પરમ પૂણ્યશાળી અને પવિત્ર જીવન જોઈ તેમનાં દર્શનથી હું હંમેશાં ભાગ્યશાળી બનતી.

દરરોજ સવારમાં ઊઠીને તેમનાં દર્શન થતાં, ત્યારે આખો દિવસ અત્યંત આનંદમાં જતો, ને મન સદા પ્રફુલ્લિત રહેતું. પરંતુ કમનસીબે તેમના વિયોગથી તે લાભ જતો રહ્યો હોવાથી મન બહુ ઉદાસ રહે છે, ને ક્ષણે ક્ષણે તેમનું સ્મરણ થયા જ કરે છે. આવાં આવાં તેમનાં સ્મરણો અને પ્રસંગોનું વર્ણન કરીએ, તો પાર ન આવે, તેવું તેમનું બોધદાયક જીવન હતું. તેમના વિયોગથી કુટુંબ અને સ્નેહી જનોને તો ખોટ પડે જ; પરંતુ તે બધાં કરતાં સૌથી વધારે ખોટ તો મને જ પડી છે, એમ હું માનું છું.

વિશેષ શું લખું? મનમાં તો અનેક ભાવો ભર્યા છે, પણ તે બધા આ રીતે પ્રગટ કરવા બેસીએ, તો પાર ન આવે. જીવન પર્યંત બાની સેવાને જ પરમકર્તવ્ય માન્યું હતું, ને અત્યારે પણ તેમના ગૌલોકવાસ પછી પરમકૃપાળુ પ્રભુ સમક્ષ નમ્રભાવે પ્રાર્થના કરૂં છું, કે હે નાથ! પૂજ્ય બા આ લૌકિક વ્યવહારમાં જેવી રીતે મને રાખતાં હતાં, તે જ રીતે નિત્યલીલામાં પણ શ્રીની ટહેલમાં રખાવવાની કૃપા કરે.

**સૌ. ચંપા**



# માતુશ્રીને—

**પરમપૂજ્ય** ભગવદિય, મહાનુભાવી, શ્રી નટવરલાલમાં આસક્તિવાળાં, સેવામાં સદા રસિક, શ્રી ગુસાંઈજી અને શ્રી ગુરુદેવનાં કૃપાપાત્ર, પરમ દયાળુ, અખંડ સૌભાગ્યવંતાં પૂજ્ય માતુશ્રી!

આપની સુકીર્તિ રાજનગર તેમજ શ્રી વૈષ્ણવમંડળમાં સર્વત્ર ગવાઇ રહી છે. આપ હવે આ દુનિયા છોડીને શ્રી ગૌલોકમાં વિરાજો છો. શ્રી ગિરિરાજજીની કંદરામાં નિકુંજમાં વિલાસ કરી રહ્યાં છો. માતા! ધન્ય છે તમને! તમે તો તમારૂં આ લોક અને પરલોકનું ખૂબ સુધાર્યું છે. વળી આપે સારા કુળમાં જન્મ લઈ સારો સહવાસ કરી અમો સર્વને સારે રસ્તે દોર્યાં છે; તે આપનો ઉપકાર કદી પણ ભૂલાય તેમ નથી. પણ માતુશ્રી! આપે અમને જન્મ આપી, આટલે દરજ્જે પહોંચાડી, અંતે અધવચ મૂકીને એકાંત વિલાસ કર્યો છે, તો અમારા કોટિ અપરાધો ક્ષમા કરીને આપની ટહેલમાં બોલાવશો; એવી આશા રાખું છું. તમે ઘડીભર પણ અમારાથી અળગાં રહેવા ખુશી નહોતાં, છતાં અમને મૂકીને ચાલ્યાં ગયાં, તે આપને ઘટતું નહોતું. વળી મારા પૂજ્ય પિતાશ્રીને પણ ઘડપણમાં આ રીતે છોડીને જવું, તે સારૂં ગણાય? તેમની તેમજ અમારી સંભાળ આપના જેવી હવે કોણ લેશે?

દયાળુ માતા! આપનો સ્નેહ ઘડીભર પણ વિસરતો નથી. આપની કૃપાનો પાર નહોતો. અહીં સેવામાં તેમજ બીજે સ્થળે અમારો હાથ ઝાલીને જેમ અમને દોરતાં, તેમ આપની ટહેલમાં નિકુંજમાં અમને જરૂર બોલાવશો. આપના ગુણોનો પાર આવે તેમ નથી. અમારાથી આપની ટહેલ કાંઈ બની નથી, તેથી આપના ઋણમાંથી અમે છૂટી શકીએ તેમ નથી, તો તેમાંથી જરા યે પણ મુક્ત કરવાં, તે આપના જ હાથની વાત છે.

આપે આ લોકમાં રહીને અનેક ઉત્તમ કાર્યો કરેલાં છે. અનેક લોકોની આશાઓ પૂર્ણ કરી તેમનાં સંકટો નિવાર્યાં છે, ને અત્યંત ટહેલ કરી ઇકોતેર પેઢીને તારી છે. એમ કહીએ તો કાંઈ ખોટું નથી. જે માતપિતાએ આપ જેવાં કૂળદીપક પુત્રીને જન્મ આપ્યો છે, તેવાં આપનાં પૂણ્યકારી માતાપિતાને ધન્ય છે! માતાની કૂખ આપે સરસ રીતે દીપાવી છે, તેથી આપને પણ ધન્ય છે! પરમ કૃપાળુ પરમાત્મા સમક્ષ મારી નમ્ર વિનતિ છે, કે હે પ્રભુ! તમે જગતમાં જન્મ આપો, તો આવાં પૂણ્યકારી અને પવિત્ર માતપિતાને ત્યાં જ આપજો.

વળી બા! આપ કદીએ એકલાં તો રહ્યાં જ નથી. નાની મોટી યાત્રાઓ તેમજ અનેક ધાર્મિક કાર્યોમાં વૈષ્ણવો વગર પણ આપને ચાલ્યું નહોતું. તો તે બધું ભૂલી જઈ આમ એકાંતવિલાસ કર્યો, તેથી અમને સૌને આપનો વિયોગ બહુ જ સાલે છે. હમણાં જ થોડા સમય પહેલાં વ્રજયાત્રા કરતી વખતે ચોરાશી કોસમાં–કુંજ નિકુંજોમાં સ્થળે સ્થળ આપની શોધ કરી, તો આપનો કંઇક આભાસ શ્રી ગિરિરાજજીમાં થયો, એમ લાગે છે. અમે તો કોટિ અપરાધનાં ભરેલાં છીએ. આપ ધારો તો ક્ષમા આપી શકો એમ છો. દયાળુ ને કૃપાનાં ભંડાર છો, જેથી આપની પવિત્ર ટહેલમાં અમને બોલાવતાં વચ્ચે કાંઇ વિઘ્ન આવે, તો તે પણ હઠાવી શકો એમ છો, કારણ કે આપ શ્રી યમુના-જીની નિકુંજનાં અને સિંહ સ્વરૂપ છો. પ . . . ણ માતા! આટલું છતાં યે આપનો વિયોગ ઘડી પણ સહન થઈ શકતો નથી. માતા વિના બાળક શી રીતે રહી શકે? મા વછૂટી મૃગલી જેવી અમારી દશા થઇ પડી છે. ખરેખર એક ઠેકાણે સાચું કહ્યું છે, કેઃ–

"ગોળ વિના મોળો કંસાર, માત વિના સૂનો સંસાર,
ગોળી ફૂટે રઝળે ઠીંકરી, મા વિના રઝળે દીકરી;
લૂણ વિનાનું મોળું અન્ન, નમાયાં કેરૂં એવું મન,
સકળ ગુણસંપન્ન માવડી, થયાં કઠણ તમે શું આ ઘડી."

અહો! માતા! તમારા હ્રદયમાં અત્યંત દયા ભરી હતી, તે ક્યાં જતી રહી? પરાણે પરાણે ભોજન પીરસીને અમને હવે કોણ જમાડશે? અમારાથી કટુ વચન બોલાઈ જવાયું હોય, તો હવે કોણ ક્ષમા કરશે? સારી શિખામણો કોણ આપશે? આપમાં દયાનો પાર નહોતો, અમારામાં કઠોરતાનો પાર નહોતો. આપના એ ઋણમાંથી કઈ રીતે છૂટવું? તેનો ખ્યાલ મારા હ્રદયમાં જરા યે આવતો નથી. અરે! હવે મારૂં હ્રદય કોની પાસે ખોલવું?

ઝાઝાંની ઝઘડાઝીલણુ જનેતા! તમે હવે નિકુંજમાં બિરાજો છો, તો કોઈ કોઈ વખતે કૃપા કરીને દર્શન દેતાં રહેશો, એવી મારી નમ્રભાવે માગણી છે. કારણ કે દયાળુએ દયા કરવી જ જોઈએ, તે તો તેનો ધર્મ જ છે. તો કૃપા કરી ક્ષણે ક્ષણે અમોને દર્શન દેતાં રહેશો, ને અમારા અપરાધો ક્ષમા કરી, આપની ટહેલમાં બોલાવશો; એવી આશા છે.

વળી પૂજ્ય શ્રી રણછોડલાલજી મહારાજને હવે માતા જેવા વાત્સલ્યભાવથી કોઈ બોલાવે તેમ રહ્યું નથી. ને ભાભીજી પણ આપની ઉપર પોતાનાં માતા કરતાં પણ વધારે ભાવ રાખતાં, જેથી તેમને પોતાનાં માતાં પણ યાદ આવતાં નહોતાં. એક પ્રસંગે તો ભાભીજી તથા શ્રી બેટીજીએ શ્રી નટવરલાલજીની સન્મુખ શ્રી મધુસૂદનલાલજી મહારાજ સાથે આપને હીંડોળા ઝુલાવતાં જોયાં!! ખરેખર માતા! આપ તો અમર જ છો. આપની કીર્તિ સર્વત્ર છવાઈ રહી છે. બધાં બાળકો તેમજ વૈષ્ણવો પર સરખો વાત્સલ્યભાવ હતો, તે બહુ જ સરાહના કરે છે. શ્રી ગિરિરાજજીની તળેટીમાં વૈષ્ણવોને દર્શન આપો છો, તો આ અપરાધી જીવોને કૃપા કરી દર્શન દેશો?

છેવટે આપે શ્રી સમજુબેન અને મેનાબેનની સાથે વ્રજપરિક્રમા કરવા જવાનું કહેલું, તે આજ્ઞાપાલન પૂર્ણ કર્યું છે. મારા પૂજ્ય પિતાશ્રી તરફની સારી સગવડ તથા સલાહ મળવાથી આપની કૃપાએ તેમાં કશી અડચણ પડી નથી. છતાં યે બધે સ્થળે આપની ખોટ બહુ જણાઈ છે. વ્રજમંડળ તેમજ વૈષ્ણવ સમુદાય આપના વિયોગથી અત્યંત દુઃખી બનેલ છે, ને વારંવાર યાદ કરે છે. પરમ ભગવદિય શ્રી મનોહરદાસજી તરફ આપનો સારો સત્સંગ ને સ્નેહ હોવાથી તે ગયા, કે તરત જ આપ પણ ગયાં!! આવા ધર્મસ્થંભો ચાલ્યા જવાથી ખરો કળિયુગ આવતો હોય, તેવો ભાસ થાય છે. ભગવદિય મનોહરદાસજી તથા ગોમતીબેન જેવાં વૈષ્ણવ રત્નોના સંગમાં આપ આનંદપૂર્વક ભક્તિરસનું પાન કરતાં હશો જ.

અંતે શ્રી રણછોડલાલજી મહારાજ અને શ્રી ગોવિંદલાલજી મહારાજ સમક્ષ શ્રી સર્વોત્તમજી તથા શ્રી યમુનાજી અને મધુર કીર્તનોનું પાન કરતાં કરતાં વૈષ્ણવોની મંડળીમાં વાર્તા પૂરી થવાને સમયે સમસ્ત કુટુંબીઓ અને વૈષ્ણવો સમક્ષ આપે શાંતિથી ગૌલોકવાસ કર્યો છે. ને હવે તો માતા! આપ શ્રી ગોપીજનવલ્લભ શ્રી રાસસ્થલીમાં જઈ ત્યાં શાંતિપૂર્વક અમર ને અખંડ સુખ ભોગવો. ને ક્ષણે ક્ષણે અમને યાદ કરી, વખત આવ્યે આપની કાંઈક ટહેલમાં અમને બોલાવવા કૃપા કરશો, એવી પ્રાર્થના છે.

**સૌ. મોતી**




**પરમ** પૂજ્ય માતુશ્રીના ગૌલોકવાસ થયા પછી ઘરમાં તેમના વિના ઘણું જ સૂનું લાગે છે. હરઘડી તેઓ યાદ આવે છે. આપણને તેમની ઘણી જ ખોટ પડી ગઇ છે. તેઓ એમ કહેતાં હતાં કે 'હું નહિ હોઉં ત્યારે તમે મને સંભારશો.' તે વાત હવે સાચી પડી. તેમણે મને બાળપણથી આજ સુધી પોતાની મીઠી છાયામાં રાખી, વ્યાવહારિક અને ધાર્મિક જ્ઞાન આપી, માતાનો અઢળક પ્રેમ બતાવ્યો છે. સંકટના સમયમાં ઘણા જ કોમળ હૃદયથી આશ્વાસન આપી, મનને શાંત કરતાં. વળી પોતાની પાસે બેસાડી પ્રેમ ભરેલી વાણીથી અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપતાં.

સંયોગનું સુખ બાએ બહુ આપ્યું હતું, ને હવે તેમનો વિરહ થવાથી તે સુખ બહુ જ યાદ આવે છે. પોતે ચિત્તને સર્વ લૌકિકથી નિવૃત્ત કરીને શ્રી હરિચરણમાં રોકી, પ્રભુની કૃપાને વશ બની, પ્રભુને જ હૃદયમાં ધારણ કરી, સદા પુષ્ટિમાર્ગીય ભક્તોની સાથે સત્સંગ કરતાં, તેમ જ ગોપીજનોની માફક તેમણે તન, મન ને ધન સર્વે પ્રભુને અર્પણ કરી, મેવા, મીઠાઇ, દૂધ, દહીં, માખણ વગેરે ભાવપૂર્વક આરોગાવતાં.

પ્રભુ પોતે પરમ કૃપાળુ અને આનંદરૂપ છે. પોતાનાં નિજદાસ ઉપર અતિશય કૃપા કરી હતી. ભગવાનનો પણ બાનાં ઉપર ઘણો જ અનુગ્રહ હતો. અનુગ્રહ એટલે સ્નેહની પૂર્ણ દશા. વળી બાની ભક્તિ પણ ઉચ્ચ પ્રકારની હોવાથી સ્વયં ભગવાને પણ તેમને વશ થઇને નિત્ય લીલારસના આનંદનો અનુભવ કરાવ્યો.

પ્રભુ! તારે પણ આવા પ્રેમી હૃદયની જરૂર પડી ખરી? તો હવે એમના પવિત્ર આત્માને સદા શાંતિમાં રાખજે.

**સૌ. સમરત**



# મા

પ્રીત બહુ ઉપકારમાં, વદન સદાય પ્રસન્ન,
નટવર ઝળકે નેત્રમાં, ગવ નહિ કદિ મન.

'મા' તો જગતની સર્વશ્રેષ્ઠ વિભૂતિ. તેનો પ્રેમ હંમેશાં અગાધ અને અમાપ જ હોય. ને તેમાં યે હું તો સૌથી ન્હાની લાડકી! માના મારા ઉપર ચારે હાથ!

બાળપણુના દિવસોથી માંડીને આજ સુધી માનો મારા પ્રત્યે એ જ ભાવ, એ જ હેત, અને એ જ પ્રેમ. એને હું કેમ ભૂલું? માના પાડેલા સંસ્કારો અને આપેલી શિખામણોથી નીપજેલું સુખ હજી યે ભોગવીએ છીએ; એવી માતા તો શે વિસરાય?

છોકરવાદપણામાં પણુ માને ખોટું લાગે એવું કોઇક વખત કહ્યું પણુ હશે. જે માટે હવે પશ્ચાત્તાપ સિવાય એકે ય રસ્તો નથી. પણુ માનો પ્રેમ, ભાવ ને લાગણી તો એવાં ને એવાં જ. માને મન કશું જ નહિ. જાણે કાંઇ થયું જ નથી. આપણુને વ્હાલથી બોલાવે, સમજાવે અને શાન્તિ આપે. ખરેખર માનું દિલ તો દરિયા જેવું.

પ્રભુસેવા ને પવિત્રતાની મૂર્તિ સમી ભક્તિમાં ઓતપ્રોત થએલી માતાની સાથે રહી, શ્રી ઠાકોરજીની સેવાનો અને યાત્રાનો લ્હાવો પણુ મેળવ્યો છે. શો એ આનંદ! અને શી એ વાત! કહી કહેવાતી નથી.

શ્રી ઠાકોરજીની સેવામાં નાહીએ કે તરત માની યાદ આવે. 'બા કયાં ગયાં? બા! ચાલો, ઝારીજી ભરવા. બા! મીસરીની કટોરી ધરવા. બા! ફૂલની માળા ધરવા આવો. બાને પૂછો, કે રાજભોગ ધરવા આવો છો? તેમને કેટલી વાર છે?' એવાં એવાં સંબોધનો શ્રી ઠાકોરજીની સેવાનાં ઘણાં યાદ આવે છે.

મા! તારો સહવાસ તો અલૌકિક જ હતો. ઘણી વાર હું તારી પાસે આવતી. આપણે સાથે બેસતાં, અને તમે કહેતાં કે 'આ જીવન સ્વપ્ના જેવું છે. તારે રોજ મારી પાસે આવવું, ને મારી સાથે પ્રસાદ લેવો. તું મારૂં કહ્યું માને છે, તેથી કહું છું.' પછી અમે સાથે પ્રસાદ લેવા બેસતાં. બધાં સાથે બેઠકે દર્શન કરવા જતાં, ત્યારે શ્રી યમુનાજીનાં પદ બધાં સાથે કહેતાં. તે દિવસો સ્વપ્ના જેવા વહી ગયા. તે વખતે તો મને ખ્યાલ નહિ, પણ હવે લાગે છે કે, તે ખરેખર સ્વપ્નું જ થઈ થયું. તે દિવસો યાદ આવે છે, ત્યારે મનમાં ઘણું જ લાગે છે.

હવે તો સેવામાં નાહીએ છીએ, બેઠકે મંદિરે જઇએ છીએ, બધે સૂનું લાગે છે. શ્રી ઠાકોરજી એના એ જ છે. મંદિર પણ તેનું તે જ છે. પણ મા! પ્રભુની લાડિલી મ્હારી મા! તું ત્યાં નથી. માને લાગ્યું, કે આપણે ધરાયાં છીએ, તેથી તેઓ ચાલ્યાં ગયાં. મને તો વાતે ય ન કરી, ને હું તો અધૂરી જ રહી ગઈ.

મા! તારો તો લૌકિક અને અલૌકિક બન્ને પ્રેમ હતા. તમને હરિગુરુ વૈષ્ણવમાં સરખો પ્રેમ હતો. બા! તમે મને કહેતાં હતાં, કે 'તું તો મારી બેન છું. મારી બેન કાશી તારા જેવી હતી. તું મારી બેન થઇને આવી છું.'

મા! તને કયાં ખોળું? તારા વિના સેવામાં કોને બોલાવીએ? તુ ગૌલોકમાં હો, શ્રી ગિરિરાજમાં હો, શ્રીજીના હિંડોળા ઝુલાવતી હો, કે શ્રી યમુનાજીની કુંજમાં હો, યુગલસ્વરૂપને ફૂલની માળા ધરાવતી હો—જે હોય તે ખરૂં. પણ મા! તું તો અમ આંધળાંની લાકડી હતી. તારા જવાથી અમારા નેત્રનું સુખ ગયું. અમારે તો હવે જગતના અંધકારમાં ફાંફાં જ મારવાનાં રહ્યાં.

મા! તું મને યાદ કેમ ન આવે? દેવમંદિરનો ખૂણેખૂણો 'બા કયાં છે?' એમ પૂછે છે. ઝારીજી ભરો કે માળા કરો, ભોગ ધરો કે કીર્તન કરો; સૌ બા! બા! કરે છે, ને હું કહું છું, કે બા તો કયાંઇ દેખાતાં નથી. પણ પ્રભુની સાંનિધ્યમાં અશ્રુભીની આંખે પૂછાઇ જવાય છે, કે 'હે પ્રભુ! મારી મા કયાં ગઈ?'

સૌ. શિવગંગા



# પૂજ્ય બહેનને—

શું લખું? અને કેવી રીતે લખું? હૃદયમાં તો ઘણા ભાવો ભર્યા છે, પરંતુ એ ભાવો ઠાલવી નાખવા મારી પાસે યોગ્ય શબ્દો નથી. તમારો મારા પરનો અનહદ પ્રેમ હું કેમ કરીને વ્યક્ત કરૂં? કંઇ જ સમજ નથી પડતી. કંઈ લખવા જઉં છું, તો વળી વિચાર આવે છે કે આપને કયી રીતે સંબોધું? બ્હેન કહું કે બા? બા કહીને સંબોધું તો પણ ઓછું છે. કેમકે આપનો મારા તરફ એક પુત્રી સમાન પ્રેમ હતો. પ્રેમ તો અન્યોન્ય છે. કુદરતી છે. એ કાંઈ કોઇના કહેવાથી ઊપજતો નથી.

પણ બા! તમારા જેવાં પરમ વષ્ણવ વિષે હું શું લખું? તમે તો દુનિયામાં આવી એક સાચા વૈષ્ણવ તરીકેની બધી ફરજો બજાવી છે. આપે તો હરિ, ગુરુ ને વૈષ્ણવ ઉપર એક સરખો જ ભાવ રાખ્યો હતો. ને લૌકિક રહેવા છતાં અલૌકિક પ્રેમ સાધ્યો હતો. જેમ કમળ પાણીમાં રહે છે છતાં તેને પાણી સ્પર્શ કરી શકતું નથી, તેમ તમે પણ સદા લૌકિકમાં રહ્યા છતાં તમને લૌકિકનો સ્પર્શ થયો નથી. એક સાચા વૈષ્ણવનાં બધાં ચિહ્ન આપનામાં દેખાઇ આવતાં. આપની એ સમાન દૃષ્ટિ અને દયાળુ સ્વભાવની વાતો યાદ આવતાં હૃદય તથા નેત્ર છલકાઇ જાય છે. આપનો મારા તરફનો ભાવ અને ઉપકાર હું કેમ ભૂલી શકું? આપે મને ઘણી વાર સહાય કરી છે, જે હું ખુલ્લી રીતે કહી શકતી નથી.

બા! આપને રોજ રાત્રે યમુનાજીનાં પદ તથા શ્રી વલ્લભાખ્યાન કહીને સૂવાનો નિયમ હતો. તે આપણે રોજ સાથે કહેતાં; ને સવારમાં વહેલાં જાગવાનાં કીર્તનો પણ સાથે કહેતાં. ઘણી વાર તમને રાતે ઊંઘ ન આવે તો આપણે મોડા સુધી ભજન કરતાં. આપને રોજ રાત્રે ભગવદ્‌વાર્તા સાંભળવાનો નિયમ હતો, ને તેથી અમને પણ એનો લાભ મળતો.

બા! આપને યાત્રા કરવા ઉપર પણ પૂર્ણભાવ હતો. કોઇ વર્ષે શ્રીનાથજી તો કોઈ વર્ષે શ્રી યમુનાજીની યાત્રાએ જતાં, ત્યારે સદ્ભાગ્યે અમે પણ આપની સાથે રહી યાત્રાનું સુખ અનુભવતાં. ગુરુ ઉપર પણ આપનો એટલો ભાવ હતો કે, કોઇ કોઈ વખત તો ગુસાંઇજીનાં બાળકો એમની સ્વેચ્છાથી પધારતાં, ને એમનાં વચનામૃતોનો અનેરો રસ આપણને બધાંને આપતાં. આવી રીતે તમારી કૃપાથી બધાંને ભગવદ્‌રસ ચાખવાનો મળતો.

વધુ શું લખું? જેટલું લખું તેટલું ઓછું છે. બધું કાંઈ લખી શકાય છે? જેમ કૂવાની છાંયડી કૂવામાં જ સમાય, તેમ મારા હૃદયની બધી વાતો મારા હૃદયમાં જ સમાય છે.

આપ તો અમને મૂકીને ચાલ્યાં ગયાં. અષાડ માસની કૃષ્ણ પક્ષની પાંચમની એ રાત્રિએ આપનો એ અમર આત્મા અમારી સાથેના લૌકિક સંબંધનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. આપ તો સદા કુંજ-નિકુંજમાં વિરાજમાન છો. સદા શ્રી ગિરિરાજની કંદરામાં શ્રી ઠાકોરજીની સેવામાં મગ્ન છો. આપ તો સદા રાસમંડળમાં ગોપીઓના જુથમાં શ્રી ઠાકોરજી સાથે રાસરમણા કરી રહ્યાં છો. આપ તો શ્રી યમુનાજીની નિકુંજનાં હતાં, તેથી સદાય શ્રી યમુનાજીની નિકુંજમાં વાસ કરી રહ્યાં છો. આપને આપના સેવ્ય શ્રી જુગલસ્વરૂપ ઉપર ઘણો જ પ્રેમ હતો, ને તેથી જ શ્રી ઠાકોરજી સદાય તમને શ્રી જુગલસ્વરૂપની ટહેલ કરવા દો.

છેલ્લે હું પ્રાર્થના કરૂં છું કે, આપ જેમ આ લોકમાં મને આપની પાસે રાખતાં, તેમ પરલોકમાં પણ આપની ટહેલ કરવા મને બોલાવી લેશો, તો મારૂં જીવ્યું સાર્થક થશે.

વસંત



# પરમ ભગવદિય

શ્રીમદ્વલ્લભાધીશ શ્રી વિઠ્ઠલેશ્વરનાં કૃપાપાત્ર, પ્રાતઃસ્મરણીય પરમવંદનીય; પરમ ભગવદિય અનુપમ સ્નેહાળમૂર્તિ અ. સૌ. રૂક્મણીબા દિવ્ય આદર્શ-મય અનુકરણીય જીવન જીવી રસેશ પ્રભુની રસાત્મક ટહેલ કરવા આપણી દૃષ્ટિથી અગોચર થયાં, તેને લઈ આપણે સ્નેહસંબંધથી અસહ્ય દુઃખ અનુભવી રહ્યાં છીએ. પરંતુ તેઓ તો નિત્ય લીલાનું અખંડ સુખ ભોગવવાને ખરેખર આ કરાળ કળિકાળમાં ભાગ્યશાળી થયાં. તેમના જેવું દૈવી જીવન તો કોઈક પરમ ભાગ્યવાન જીવને જ પ્રાપ્ત થાય. તેમણે તો આ લોકમાં જેને સુખ કહે છે, તે ભોગવી જાણ્યું, ને પરલોકમાં પણ પરમ સુખ ભોગવી રહ્યાં છે; તે વાત નિઃસંદેહ છે. પ. ભગવદ્ભક્ત શ્રી પરમાનંદદાસજીનું વચન છે, કે "યહ લોક સુખ દેત હે વ્રજપતિ, અરૂ વૃંદાવન વાસ કરાવત" તે અનુસાર પ્રત્યક્ષ દર્શન થયું. તેમનો તો આધિદૈવિક વૃંદાવનમાં કે જ્યાં નિત્યરાસ થઈ રહ્યો છે, ત્યાં અખંડવાસ થયો છે, એમાં લગારે સંદેહ નથી.

પ્રથમ તો મારી કાંઈ પણ લખવાની ઇચ્છા નહોતી, કેમકે તેમનામાં પ્રભુએ નખશીખ અપાર ગુણો ઠાંસીને ભરેલા હતા, જેથી હૈયું કયાં ઠાલવવું, તેની સમજ પડતી નથી, તેથી તેમના દિવ્ય ગુણો સંભારીને શું લખવું ? પરંતુ મુરબ્બીશ્રીની ઇચ્છા થઈ, કે 'પાછળની પ્રજાને અનુકરણ કરવા યોગ્ય તમારા હૃદયનો જે ભાવ હોય, તે પ્રગટ કરવો; તો તે પ્રમાણે અનુકરણ કરવાથી તેમનું પણ કલ્યાણ થાય.' આવા આગ્રહને વશ થઈ થોડું લખવાનો વિચાર કર્યો છે.

મારા પંદર વર્ષના સહવાસથી મને ઘણીવાર તેમના દિવ્ય ગુણોનો અનુભવ થએલો, જેથી તેમાંથી કંઈક લખવાની ધૃષ્ટતા કરૂં, તો તે અસ્થાને નહિ ગણાય. પરંતુ "મનકો ભાવ લિખે ફૂલ લાજે, નહિ કહે તો બિગરે કાજે; સ્વસ્તિ શ્રી હૃદય ધરી, શ્રી વલ્લભ

લાગું પાય, સજ્જન ગુણ સંભારતાં, હૈયું શીતલ થાય. કર કંપે લેખન ડિગે, મન અતિ અકુલાય, સુધી આવે છતિયાં ફટે, પતિયાં લિખી ન જાય' તે અનુસાર હૈયું ભરાઈ આવે છે. વળી તેઓશ્રી તમારાં એકલાંનાં બા નહોતાં. તમે દેહ સંબંધી તેમનાં સંતાન. તેથી તમારાં એકલાંની બા પહોંચી ગયાં નથી, પણ સમસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ અગર અન્ય જન જે તેમના સહવાસમાં એક ક્ષણ પણ આવેલ હોય, તેની મા પહોંચી ગયાં હોય, તેવું દુઃખ થએલું, તે મારા જાતિઅનુભવથી કહું છું. જો કે લખતાં પણ ગ્લાનિ થાય છે, પણ જ્યારે લખવા માંડ્યું, ત્યારે મને વિના સંકોચે કહેવા દો, કે જ્યારે જ્યારે મને કાંઈ સહજ મંદવાડ આવે, ત્યારે તુરત જ પોતાના શરીરનો પણ કાંઈ વિચાર કર્યા વગર મારી ખબર લેવા દોડી આવ્યાં જ છે. તે એટલે સુધી કે સામાં આવીને માથે હાથ ફેરવીને રડી પડે, ને કહે, કે "તમારા પહેલાં હું જાઉં તો સારૂં. ચિરંજીવી રહો, ને પ્રભુની ભક્તિ કરો" આ તેમના આશીર્વાદ. ત્યારે હું કહું કે બા! આવાં અધીરાં શું કામ થાઓ છો? દેહના ધર્મ છે, બે દિવસમાં સારૂં થઈ જશે. મને તો સારૂં જ છે. કહો, આવો ભૂતલ ઉપરનો માતૃવત્સ્નેહ કોઈનામાં પણ કોઈએ જોયો છે? તેમના આવા ઉચ્ચ હૃદય આગળ કોઈ જડ પત્થર જેવાં હૃદયનો હોય, તે પણ પીગળી જાય, તો આપણા જેવાં તેમના વધુ સમાગમમાં આવેલાંને તેમનો વિયોગ બહુ સાલે, તેમાં નવાઈ શી?

આ તેમના લૌકિક સ્નેહની પરાકાષ્ટાની કંઈક ઝાંખી. હવે અલૌકિક સ્નેહમૂર્તિના જીવનની કંઈક ઝાંખી કરીએ. વ્યાસ બાવા કરીને એક પુષ્ટિમાર્ગીય ભગવદિય હાલમાં થોડા વખત ઉપર મથુરાજીમાં રહેતા હતા, તેમણે 'પંચામૃત' કરીને એક ગ્રંથ લખ્યો છે. તેમાં 'સ્નેહામૃત' નામના એક પ્રકરણમાં પહેલા દોહામાં જ શુદ્ધ પુષ્ટિ જીવનું લક્ષણ શું તે સમજાવ્યું છે. તે અનુસારના ગુણો મેં આજસુધી ફક્ત બે જ વ્યક્તિમાં જોયા છે. તેમાંના એક પ. ભ. મનોહરદાસજી, ને એક પ. પૂ. રૂક્ષ્મણીબા. કે જેઓના સહવાસમાં હું ઘણો વખત આવ્યો છું. બાકી તો 'બહુ રત્ના વસુંધરા' મુજબ અનેક હશે, પરંતુ મને હજુ તેવાઓનો મેળાપ થયો નથી. 'સ્નેહામૃત'ના દોહામાં પુષ્ટિજીવનાં આઠ લક્ષણો આ રીતે બતાવ્યાં છે.

"રસિક સ્નેહી દીનતા, ભજન અનન્યતા જુષ્ટ;
દયા વૈરાગ્ય ઉદારતા, તે કહીએ જન પુષ્ટ."

આ આઠેય લક્ષણો તેમનામાં મને જોવામાં આવ્યાં છે. હું તો વારંવાર તેનું મીલાન તેમનામાં કર્યે જ જતો હતો. તે ગુણો આ પ્રમાણે જણાવ્યા હતા.

**રસિક** : પ્રથમ પુષ્ટિ જીવમાં રસિકતા જોઈએ. કોરો મહાત્મી ન હોય. પ્રભુની રસાત્મક લીલાના શ્રવણ મનનમાં પ્રીતિ હોય, તેને રસિક કહીએ. તેવી વાર્તા શ્રવણ કરતાં તેમનું હૃદયકમળ પ્રફુલ્લિત બનતું.

**સ્નેહી** : એટલે શુષ્ક હૃદયનો ન હોય. પ્રત્યેક ઉપર સ્નેહભરી દૃષ્ટિથી તેમજ માર્ગના સ્થંભરૂપ હરિ, ગુરુ ને વૈષ્ણવ ઉપર સહજ વ્હાલવાળો હોય, તે સ્નેહી. તે ધર્મની તો તેમનામાં સહજ પ્રભુની બક્ષિશ હતી.

**દીનતા** : આ ગુણ તો તેમનામાં અથાગ હતો. તે વારંવાર ક્ષણક્ષણમાં ગદગદિત થતાં, ત્યારે જોવા મળતું. મોટાઈનું લેશમાત્ર પણ અભિમાન નહોતું.

**ભજન** : એ તો જ્યારે જોઈએ, ત્યારે કરતાં જ હોય. નિત્ય નિયમ પૂરો થયા વગર પ્રસાદ પણ લે નહિ, તેવાં આગ્રહી. ઉચ્ચ મનોરથો તો ચાલતા જ હોય. ક્ષણ-ક્ષણમાં નવીન પ્રગટ્યા જ કરે. આવું રસાત્મક ભજન પણ તેમનું જ જોયું. શ્રી. મહા-રાણીજીની કુંજના જીવ વિના આવું ભજન હોય જ નહિ. "ભજન ભેદ ન્યારો પરમાનંદ જાનત વીરલા કોઈ."

**અનન્યતા** : એ તો તેમનામાં અપૂર્વ હતી. બીજાની વડાઈ કરે, તો તેમને હર્ષ થાય તેવો સમદૃષ્ટિ ગુણ ખરો. પરંતુ ભોગજોગે કોઈએ ગોસ્વામી બાલકની અગર ભગવદિયની નિંદા કરી, તો તેમને સખત આઘાત થતો, ને સામાને વિનયથી બોલતો બંધ કરી દેતાં.

**દયા** : એ તો તેમને જાણે વરેલી હતી. કોઈ વૈષ્ણવ યા અન્ય કોઈ દુઃખી હોય, ને તેમના કાને વાત આવે, તો બનતી મદદ કરતાં. કોઈનું પણ દુઃખ સહી શકતાં નહિ.

**વૈરાગ્ય** : કેવળ સાદો પહેરવેશ, અને કોઈપણ ખાનપાનાદિ વસ્તુ ઉપર બિલકુલ મમત્વ જ નહિ. દ્રવ્યાદિક પ્રાપ્ત થતાં, તેનો સદ્વ્યય નિરંતર કરતાં.

**ઉદારતા** : પોતાની પાસે જે વખતે જે કાંઈ હાજર હોય, તે સામાને આપીને બનતો સંતોષ પામવો, તે તેમનું જાણે સૂત્ર જ હતું.

આવા દિવ્ય અષ્ટાંગ કોઈ વીરલામાં જ જોવાના મળે છે.

"રસિક જૂથ દેખિયત નહીં, નહીં સીંઘનકે ટોલ,
વિરહ વેલિ જહાં તહાં નહીં, કહું કહું રત્ન અમોલ."

આવા આવા અનેક દિવ્ય ગુણો વડે આકર્ષાઈ આ મારી બાની મેં ભાવભીની અંજલિ તર્પણ કરી, તેમનું શુદ્ધ શ્રાદ્ધ પ્રેમપૂર્વક પુત્રવત્ કર્યું છે.

સ્નેહને વશ થઈ તોછડાઈથી લખું છું, કે હે માતા! તું આ તારા ભાવસંબંધી પુત્રની અંજલિ માની લેજે. તારી અમીદૃષ્ટિની નિત્ય વર્ષા કરી, મૂળ મુકામે અખંડ સુખની પ્રાપ્તિ જ્યાં તું કરી રહી છું, ત્યાં તે દયાનિધિની ઇચ્છા જ્યારે બોલાવવાની થાય, ત્યારે તારો મિલાપ થાય; ને તું તારી રસાત્મક ટહેલમાં તારા સંબંધીઓને દોરતી રહે, એ જ અભ્યર્થના.

ચુનીલાલ બુલાખીદાસ






# મહાનુભાવી

શ્રી રસેશ કૃષ્ણનાં હાર્દ, શ્રી વલ્લભવિઠ્ઠલાશ્રિત, શ્રી હરિ ગુરુ વૈષ્ણવ સેવા-પરાયણ અંતઃકરણવાળાં, પરમ ભાગવત રૂક્ષ્મણીગાના લીલામાં પહોંચી જવાથી બધાંઓને દુઃખ તો થાય જ, પરંતુ તેમના આલોક તથા પરલોક સંબંધીનો વિચાર કરશું, તો દુઃખ નિવૃત્ત થયા વિના રહેશે નહિ. ઉપરાંત તેમને આ લોક તથા પરલોક સુખની પ્રાપ્તિથી આપણાં ચિત્ત રાજી થશે. અને તે ભગવદ્‌ભક્તની આડીથી ભગવાન આપણા ઉપર તેવી કૃપા કરે તેમ ઈચ્છીશું.

પ્રથમ તો તેમના આ લોકના જીવન સંબંધીનો વિચાર કાંઈક કરીએ. જો કે પાછલી અવસ્થામાં થોડાં વર્ષના અમારા પરિચયના અનુભવ પ્રમાણે પણ તેવાં શુદ્ધ, સરળ હૃદયવાળાં, સર્વે કોઈના ઉપર દયાવાળાં, પરોપકારી, ઉચ્ચ પ્રકારના ગૃહસ્થાશ્રમી ધર્મવાળા તેમ જ ભગવદ્‌ધર્મી વિરલ જ હશે. આ બધી બાબતોનો પૃથક પૃથક વિચાર કરી બધું લખીએ, તો એક મોટા ગ્રંથ જેટલો વિસ્તાર થાય, પણ તે મારી શક્તિની બહાર હોવાથી લખતો નથી. પણ ટુંકાણમાં તેમાંથી સારરૂપે જે આપણે અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે, તે જ લખું છું. જો કે મારૂં હૃદય તો ભર્યા ઘરના ચોરની માફક તેમનામાં રહેલા ધર્મોમાંથી શું ગ્રહણ કરૂં, ને શું ન ગ્રહણ કરૂં ? એક એકથી અધિક અધિક ધર્મો તેમનામાં રહેલા જોઈ તેના વિચાર કરતાં કરતાં જ કશું યે કાર્ય કરી શકાતું નથી. અર્થાત્ તેમના ગુણસમુદ્રના અદ્‌ભુત ભમરમાં મારૂં હૃદય પડી જાય છે, તેથી લખી શકાતું નથી, પરંતુ આ તો પાછળથી તેમાં ભગવદ્‌ઈચ્છા જણાવાથી જ લખ્યું છે. મૂળ તો જો આપણે તેમના જેવા આલોક પરલોકમાં સુખી થવું હોય, તો તેમના જીવનની તમામ કૃતિઓ આપણ બધાંને ખાસ અનુકરણ કરવા જેવી છે, એટલું જ લખવું તે તેમના માટે બસ છે.

લૌકિકમાં તેઓ એટલાં બધાં વ્યવહારકુશળ, વિવેકી તેમજ ગૃહસ્થાશ્રમના ધર્મોમાં ચતુર હતાં, કે પુષ્ટિ જીવ તો શું, પણ મર્યાદા તથા પ્રવાહી જીવ પણ તેની પ્રશંસા કર્યા વિના રહેશે નહિ. સૌ એકી અવાજે કહેશે, કે તેઓ અદ્વિતીય હતાં. તેથી આપણને ખાત્રી થાય છે, કે તેઓ પુષ્ટિભક્ત હોવાથી ઘણી ઊંચી જગાએ જરૂર લીલામાં જ ગયાં છે; એમ જાણી આપણા મનને સંપૂર્ણ સંતોષ થયા વિના રહેશે નહિ.

હવે અલૌકિક ધર્મોમાં તેઓનો શ્રી હરિ, ગુરુ વૈષ્ણવ ઉપરનો ભાવ ને તેમની તન મન ધનથી બને તે સેવા અપરિમિત હતાં. તેમની સેવા, સ્મરણ, સત્સંગમય જીવન વગેરેનું બહુ જ સ્મરણ થઈ આવે છે. શ્રી હરિ તેમના આવા દીનતાયુક્ત ધર્મોથી પ્રસન્ન થાય છે, જો કે તે આપણને પ્રત્યક્ષ દેખાવું દુર્લભ છે. કોઈ વિરલાને જ તે દેખાતું હશે. પણ ગુરુ (શ્રી વલ્લભકુળનાં બાળકો) તથા વૈષ્ણવો તો ઘણા પ્રસન્ન થતા, તે પ્રત્યક્ષ દર્શન થતાં. જેની કૃપાદ્વારા આ જીવને લીલાની પ્રાપ્તિ વિના શ્રમે સહેજમાં થાય છે. વળી શ્રી હરિ ગુરૂ વૈષ્ણવોની સેવાના તેમના નિત્ય નવા મનોરથોથી તેમનું દિલ પ્રસન્ન થતું, ને તેમને હરેક પ્રકારની મદદ પણ મળી રહેતી. તેમણે જે સેવા બજાવી છે, તેથી તેમનાં સંતાનો ઉપર જરૂર પ્રભુ કૃપા કરે જ, તેમ માનું છું. ને તેમના ગૌલોકવાસ પછી પણ તે ભગવદ્‌ભક્તની કૃપાથી આપણાં બધાંની મનોવૃત્તિ પણ શ્રી હરિ ગુરૂ વૈષ્ણવની સેવામાં દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી રહે, એવી અંતઃકરણની અભિલાષા છે.

તેમના સેવા સ્મરણ સત્સંગ સંબંધીના ધર્મો પણ ભૂલાય તેવા નથી. પ્રભુની સેવા સશક્ત શરીરથી તો હરકોઈ કરે, તેમાં કંઈ અધિકતા નથી, પણ પાછલી અવસ્થામાં તદ્દન અશક્ત શરીર, ને તેને લઇ કંઈ પ્રસાદ પણ લઈ શકાતો નહોતો, છતાંયે પણ જે સેવા ટહેલ કરવાનો તેમનો આગ્રહ હતો, તેનું વર્ણન થઈ શકે તેવું નથી; આ બધાનું સ્મરણ થતાં હૃદય ભરાઈ જાય છે. ધન્ય છે તેમને! કેટલાં વખાણ કરીએ? જેના માટે શ્રી હરિરાય મહાપ્રભુ શ્રી વલ્લભદાસાષ્ટક ગ્રંથમાં કહે છે, કેઃ–

ये श्री वल्लभ पादसेवन कृतौ दीनाः स्वदेहादिको।
पेक्षास्तत पर चेतना स्तदुदितं सर्वे स्वतः कुर्वते॥
येषां बुद्धि रहर्निशं समाधिका तत्तोषणे सादरा।
तेषामेव सदा मुदा चरणयोः पातः परं मे फलम्॥

અર્થાત્–"જેઓ શ્રી વલ્લભનાં ચરણકમલની સેવા દીનભાવથી પોતાના દેહાદિકની

બીલકુલ દરકાર કર્યા વિના કરે છે, ને તે પરાયણ જ જેનું ચિત્ત છે, ને આપશ્રીએ કરેલી આજ્ઞા પ્રમાણે સર્વ પોતે જ કરે છે, ને જેઓની બુદ્ધિ તેમને પ્રસન્ન કરવા માટે જ રાત દિવસ આદર સહિત અધિક રહે છે, તેવાંઓના જ ચરણોમાં સદા પ્રસન્નતાથી પડ્યો રહું, તેજ મારૂં તો પરમ ફળ છે." શ્રી હરિરાયજી મહારાજ સરખા આવી ભાવના કરે છે, તો આપણે જીવોએ તો તેવા ભકતો ઉપર તેથી પણ અધિક કેટલી ભાવના કરવી જોઇએ? તે વિચારવાનું છે.

ઉપર કહ્યા પ્રમાણે પોતાના દેહના આરામનો જરા પણ વિચાર કર્યા વગરનો– ઘણી અશક્તિમાં પણ સેવા ટહેલનો અત્યંત આગ્રહ તેમનામાં હતો. આવા જીવોને ભગવાન પણ ભૂલતા નથી, તેમ શ્રીમદ્ ભાગવતાદિક અનેક ગ્રંથોમાં કહેલું છે. તે આપણાથી કેમ ભૂલાય? મતલબ કે તેમના જેવી સેવા ટહેલનો નિયમ પણ આપણ સૌને જરૂર અનુકરણીય છે.

પ્રભુ સ્મરણનો તેમનો આગ્રહ સ્પષ્ટ હતો. ગમે તેટલું પ્રભુની ટહેલ કરતાં મોડું થયું હોય, તો પણ અશક્ત શરીરે પણ થોડા ઘણા જપપાઠાદિક નિત્યનિયમ કર્યા પછી જ જે કાંઇ પ્રસાદ લેવો હોય, તે લેતાં. આ વાત કાંઈ સાધારણ નથી. સેવા સિવાયના સમયમાં પણ હું તો તેમના હાથમાં પોતાનાં સાસુજીની ખરા અંતઃકરણથી સેવા કર્યાના આશીર્વાદ સાથે પ્રાપ્ત થએલી પાંચમાળાની એક મોટી માળા ફેરવતાં ભગવદ્‌નામ લેતાં જ જોતો હતો. ને તેઓ કહેતાં, કે 'આ બધું મારાં સાસુજીના આશીર્વાદનું ફળ છે;' આ જાણીને પણ અમારૂં ચિત્ત પ્રસન્ન થતું. આ રીતે પોતાની સાસુની ભાવપૂર્વક સેવા કરી, તેમના પગલે ચાલી, તેમને સંપૂર્ણ સંતોષ આપી, આશીર્વાદ પ્રાપ્ત કરનારાં બાનાં પુત્રવધૂ ઉપર પણ તે ભગવદ્‌ભક્તની આડીથી ભગવાન કૃપા કરે, એમ ઇચ્છું છું.

શ્રી ગુસાંઈજી મહારાજ વિજ્ઞપ્તિમાં આજ્ઞા કરે છે, કે "**यदुक्तं तात चरणैः श्री कृष्ण शरणं मम । ततएवास्ति नैश्चित्य मैहिके पारलौकिके ॥** અર્થ–"તાત ચરણથી મહા પ્રભુજીએ 'શ્રી કૃષ્ણ શરણં મમ' જે કહ્યું છે, તેથી જ હું આ લોક તેમજ પરલોકમાં નિશ્ચિંત છું." આટલા બધા સામર્થ્યવાળો અષ્ટાક્ષરમંત્ર જપવામાં તેમનો આગ્રહ અતિશય હતો.

આ પ્રમાણે જેમ યથાર્થ જાણી શ્રી અષ્ટાક્ષર મહામંત્રદ્વારા ઉભય લોકમાં બા નિશ્ચિત બન્યાં, તે રીતે આપણે સૌએ શ્રદ્ધા અને દીનતાભાવપૂર્વક તાપકલેશયુક્ત શ્રી અષ્ટાક્ષરમંત્રનું સ્મરણ કરી આ લોક પરલોકમાં નિશ્ચિત બનવું જોઇએ; એજ સિદ્ધાંત ગ્રહણ કરવા યોગ્ય છે. વળી શ્રી યમુનાજીનાં પદોના પાઠનો તેઓનો અત્યાગ્રહ છેલ્લી

ઘડી સુધી બધાંને ચકિત કરી નાખે, તેવો સ્પષ્ટ આપણે જોયો. એનું ફળ નીચે પ્રમાણેનાં બે પદો અનુસાર તેમને પ્રાપ્ત થયું છે.

"જા મુખ તેં શ્રી યમુને યહ નામ આવે,
ભાગ્ય સૌભાગ્ય શ્રી યમુનેજુ દેઇ."

આ પદમાં કહ્યા પ્રમાણે બાનું જીવન સ્પષ્ટ દેખાતું.

શ્રી વલ્લભાખ્યાનના પાઠનો આગ્રહ પણ તેમનામાં ખૂબ હતો. તેમાં પ્રથમ આખ્યાનમાં કહ્યા પ્રમાણે–'ભક્તિ લીન હુઆ સૌભાગી તે વૈષ્ણવ ગુણવંત' તેમજ પાંચમા આખ્યાનમાં કહ્યા પ્રમાણે 'જેને શ્રી વિઠ્ઠલનાથ વિચારે રે'–ત્યાંથી . . . તે . . . 'જમ તે શિર ધનુષ ન સાંધે રે' સુધી બધા ગુણો તેમનામાં દેખાતા. વળી આઠમા આખ્યાનમાં 'એવા તે ગુણનિધિ નાથ ગાતાં બ્રહ્મહત્યાદિક અઘ ટળે, લીલા તે લહેરી સિંધુ ઝીલે, રાસ રસિકને જઇ મળે' આ બધું તેમણે યથાર્થ અનુભવ્યું છે. તેમજ આપણે જોયું છે. આ બધો શ્રી ગુસાંઇજીનાં દર્શનના નિત્ય નિયમનો તથા પવિત્ર સ્મરણનો જ પ્રભાવ છે. તે આપણે યાદ રાખવાનું છે.

સત્સંગનો આગ્રહ પણ તેવો જ હતો. નિત્ય નિયમપૂર્વક ભગવદ્વાર્તા થવી જ જોઇએ તેમાંયે ચોરાસી ને બસેં બાવન ભગવદીઓની વાર્તાઓ કે જેને શ્રી ગોકુળનાથજીએ ફળરૂપે કહી છે; તેને શ્રવણ કરવાનો અતિ પ્રેમ હતો, તે અનિર્વચનીય હતો. વળી શ્રી મહા પ્રભુજીની અત્યંત કૃપા તો તેમના ઉપર એ દેખાઇ આવતી કે રસિક ભગવદીઓના સત્સંગથી પ્રથમે જે મહાત્મિક મર્યાદાનું વરણ હતું, તે પલટાઈ રસાત્મક વરણ થયું હતું. તે બહુ જ દુર્લભ કૃપાનું ફળ જણાતું. વાર્તાના પ્રસંગો અવારનવાર સાંભળવામાં અત્યંત ઉત્સુકતા જણાવતાં, ને પ્રભુની રસાત્મક લીલાની શુદ્ધિ બની રહે, તે માટે ચોટનાં કેટલાંક પદો, તુકો ને દોહા મુખપાઠ કરેલા; તે આપણને સંભળાવી લીલાની શુદ્ધિ કરાવતાં, ને પોતાના ચિત્તની વૃત્તિનું જે ભાન કરાવતાં, તે કદી વિસરાશે નહિ. ભગવદ્મંડલી નિત્ય નિયમપૂર્વક થાય, તેનો આગ્રહ તથા વિરજો બાઈની છાયાનું દર્શન કરાવનાર પોતાના હાથે જ પ્રેમથી પરોસી પ્રસાદ લેવડાવવાનો તેમનો અપરિમિત ભાવ પણ અતુલિત હતો, જે નિત્ય મંડલી પ્રસંગે યાદ આવ્યા વગર રહેતો નથી. તે ભગવદ્ભક્તની કૃપાથી તેમનું સ્મરણ કરાવતી ભગવદ્ મંડલી પણ નિત્ય બની રહે, એમ ઇચ્છું છું.

પોતાના જીવનમાં મુખ્ય સારભૂત જે પ્રભુની સેવા સ્મરણ સત્સંગાદિ ને તેમાંયે પણ પ્રભુની પ્રમેય લીલાનું શ્રવણ તથા સ્મરણ કરીને જે વિપ્રયોગ દુઃખ કરતાં, તે શ્રી

ચતુઃશ્લોકી ગ્રંથમાં શ્રી મહા પ્રભુજીની આજ્ઞા જે स्मरणं भजनं चापि न त्याज्यमिति मे मतिનું તેમણે પાલન કર્યું દેખાતું. તેમનું સ્વરૂપ, સર્વોત્મભાવનું દિગ્દર્શન કરાવનાર નાનાંથી મોટાં સુધી સર્વે ઉપરનો પ્રેમભાવ, 'કોઇનું કોઈ રીતે પણ મન ન દુખાવવું' એવું ધ્યેય, દીનતાનું મૂર્તિમંત સ્વરૂપ, પોતાના માર્ગ ઉપરની અનન્યતા, મનવાણી ક્રિયાથી સર્વ કોઇનું ભલું થાય તેવો દયાળુ સ્વભાવ, સંસારમાંથી મોહ ઉઠી જઇ કેવળ એક શ્રી હરિ ગુરુ વૈષ્ણવ ઉપરનો તેમનો અનુરાગ, પોતાના દેહ સંબંધીઓ તથા આત્મ સંબંધીઓ–સૌનું આ લોક તથા પરલોકમાં શ્રેય થાય, તેવાં મહોદાર ચરિત્રો વગેરે જે અનેક ગુણો ચિરસ્મરણીય હતા, તે કયાં સુધી લખી શકાય? લખ્યે કહ્યે પાર પડે તેવા નથી. પંચામૃત ગ્રંથમાં લખ્યા પ્રમાણેઃ–

"રસિક સનેહી દીનતા, ભજન અનન્યતા જૂષ્ટ;
દયા વૈરાગ્ય ઉદારતા, તે કહીએ જન પુષ્ટ."

આ પ્રમાણેનાં પુષ્ટિજીવનાં લક્ષણનાં આઠ અંગ તેમનામાં બરાબર જણાતાં હતાં. આથી ટુંકમાં તેવા પુષ્ટિજીવના સંગમાં અનુભવેલી સર્વ બાબતો આપણા માટે અનુકરણીય જ છે, એમ માનું છું.

પુષ્ટિજીવ ભગવાનના શ્રીઅંગમાંથી ઉત્પન્ન થયા છે, તેવી શ્રી મહા પ્રભુજીની આજ્ઞા છે. તો તે ભગવાનના શ્રીઅંગમાં જ પ્રેમ લગાડી અનિર્વચનીય કૃપા સંપાદન કરે છે. ભગવદીએ ગાયું છે, કે "તુમ ત્યજ કોન સનેહી કીજે" આ પદમાં 'યહ લોક સુખ દેત હે વ્રજપતિ, અરૂ વૃંદાવન વાસ વસાવત' આ પ્રમાણે જે કહ્યું છે, તે મુજબ તેમને બન્ને લોકમાં યોગ્ય પ્રાપ્તિ થઇ છે. ભગવાનમાં શુદ્ધ ભાવથી સ્નેહ કરવાથી પરલોકની તેમના ઉપરની જે પ્રભુ કૃપા થઈ છે, તે કોઇ એક અનુભવથી જણાઇ છે, પણ તે પ્રગટ કરવા યોગ્ય નહિ હોવાથી લખી શકતો નથી, આટલું જ બસ છે. આવી રીતે આપણુ સૌને તે ભગવદ્ભકતની કૃપાથી લીલાની પ્રાપ્તિ થાય, એવી નિરંતર અભિલાષા છે.

હિંમતલાલ બુલાખીદાસ





# અમ બા

(અનુષ્ટુપ)

“અનેરી એ મનોવૃત્તિ, અનેરો સ્નેહ અંતરે;
અનેરી આર્દ્રતા એની, ના અન્યત્ર મળી શકે.

નિઃસ્વાર્થ સ્નેહની શાળા, નિઃસ્વાર્થ સ્નેહશિક્ષિકા;
સંયમે સર્વદા પૂરી, સ્વાર્થત્યાગ વિચક્ષણા.

પ્રેમમાં સવથા પ્હેલી, ને છેલ્લી સ્વાર્થમાં સદા;
અમ ‘બા’ દિવ્ય કો દેવી, દેવ ધર્મધૂરંધરા.

અન્યમાં એ નથી પ્રીતિ, એ ન દીઠી સહિષ્ણુતા;
રીઝાવો ખીજવો તોએ, એક ભાવ ઉરે સદા.”

(ઉદ્ધૃત)






થોડાં વર્ષો પહેલાં મુંબઇથી પાછો ફરતો હતો, ત્યારે પૂજ્ય બાપાજી (સ્વ. શેઠ મંગળદાસ) સાથેનો મ્હારો મેળાપ છેલ્લો હશે, તેવો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો. થોડી માંદગી પછી તેમની તબિયત સુધરવા માંડી હતી, જેથી મેં ધારેલું, કે અમદાવાદમાં તે પાછા આવશે, ત્યારે તેમને મળી શકાશે. પણ ઈશ્વરી સંકેત કંઈ જુદો જ હતો. હું તેમને ફરી મળી શકયો જ નહિ!!

આવું જ કંઇ પૂજ્ય બાના સંબંધમાં પણ બન્યું. મને ખબર નહોતી, કે અષાડ માસની શરૂઆતમાં કાનપુર જતી વખતે "વહેલો આવજે, ને એકલો નહિ" એ તેમના છેલ્લા શબ્દોનો અર્થ આ રીતે થશે. પણ ગઈ વખત કરતાં આ વખતે હું વધારે ભાગ્યશાળી હતો. સારાં નશીબે મને એટલો તો સંતોષ થયો, કે બાના જીવનના છેલ્લા દિવસોમાં તેમનાં અલભ્ય દર્શનનો લાભ મેળવી શકયો, ને તેમના આશીર્વાદ મેળવી શકયો.

આ બન્ને અદ્ભુત અને મારા પર અનન્ય વાત્સલ્યભાવ રાખનારી વ્યક્તિઓની અંતીમ પળોની સ્મૃતિ સદાને માટે રહેવાની. આ બેમાંથી એકની પણ ખોટ પૂરાય તેમ નથી, તો બેનું તો પૂછવું જ શું?

બા બીજાઓથી ભિન્ન વ્યકિત હતાં તેમનું દયાળુ હૃદય, નિષ્પક્ષપાતીપણું, ઔદાર્ય, સ્નેહ, સરલતા, ધર્મનિષ્ઠા વગેરે જે કોઈ તેમના સમાગમમાં આવ્યું હશે, તેને ખબર હશે. દરેકને ઘણા યે પ્રસંગોમાં તેમના સદ્ગુણોનો આભાસ થયો હશે.

કુટુમ્બમાં પણ તે બધાંના સંગઠનની એક સાંકળ રૂપ હતાં. કોઇને કોઈની સાથે સહેજ ઊંચું મન થાય, તો બા આગળ બધાંનું સમાધાન થતું. વળી તેમનો સૌથી મ્હોટો જાદુ તો એ હતો, કે તે દરેક પર સરખી મમતા રાખતાં, છતાંયે દરેકને એમજ લાગે, કે 'બાને મારા માટે પક્ષપાત છે—મારા ઉપર મમતા વિશેષ છે'. આથી તેમની તરફ દરેકનું આકર્ષણ રહેતું. કુટુંબનાં ન્હાનાંથી મ્હોટાં દરેકની તેમને ચિંતા રહેતી. કોઇને

કંઈ જોઈતું હોય, તો બા પાસેથી મળે. સૌના વિશ્વાસનું પણ તે સ્થાન હતાં. તેમનો કુટુંબસ્નેહ સૌથી પહેલો આવે. સેવામાં હોય, દર્શન કરવા જતાં હોય, કે વૈશ્નવ મંડળીમાં હોય, પણ કોઈ ઘરનાં છોકરાંને જુએ, તો બોલાવવાનાં ખરાંજ. તેણે ખાધું, પીધું વગેરેની તપાસ કર્યા પછીજ તે જઈ શકે; આવું તેમનું વાત્સલ્ય હતું. કુટુંબની કોઈ પણ વ્યક્તિની અસ્વસ્થતા તેમનાથી સહન ન થઇ શકે, તેથી જ જાણે ઈશ્વરે તેમના લાંબા જીવનમાં ઘરમાં એક સિવાય વધારે મૃત્યુ નથી થવા દીધું!

મારા ઉપર તેમની ખૂબજ પ્રીતિ હતી. ઘણા યે પ્રસંગો યાદ છે, કે જ્યારે લાગી આવતું, કે આવાં વાત્સલ્ય ને સ્નેહ સદાને માટે રહે તો કેવું સારૂં! અંગત પ્રસંગો હું અત્રે લખતો નથી. દરેકે તેમની સાથે જુદી જુદી જાતની પળો અનુભવી છે. મારે હિસ્સે પણ તેમની થોડી પ્રસાદી છે. હવે તો એ યાદ જ યાદ કરવાનું રહ્યું. ઈશ્વરેચ્છા બળવાન છે.

આવા પ્રાતઃસ્મરણીય દિવ્ય આત્માની અમારી ખોટ પ્રભુ! કેમ પૂરી પાડીશ?

નવનીત






મેરા બાસે થોડે હી દિનોંકા પરિચય થા. કિન્તુ ઉસ થોડે હી પરિચય મેં ઈતની ગહરી નીવ થી કિ મુઝે તો ઐસા અનુભવ હોતા હૈ કિ વહ ચિર પરિચય થા. ઈન થોડે હી દિનોંમેં હમ એક દૂસરેકો ભલી પ્રકાર જાન ગયે થે. ઉનકા મેરે ઉપર અગાધ પ્રેમ થા, જો મુઝે અનાયાસ હી ઉનકી ઓર ખીંચે લિયે જાતા થા. ઔર મેરી ભી ઉનકે ઉપર અપાર શ્રદ્ધા થી. મૈં તો કયા, ઉનકા પવિત્ર જીવન દેખ કર કૌન ઐસા હોગા જો ઉન પર ભક્તિ ન કરને લગે? ઔર ઉનકે પવિત્ર ચરણોં મેં એક બાર નત મસ્તક ન હો જાવે?

વહ એક પુણ્ય તથા પવિત્ર આત્મા થી, જિનકા જીવન ઈશ્વરસેવા તથા પૂજામેં હી અર્પિત થા. ઉનકી પરમેશ્વરમેં અપાર ભક્તિ તથા વિશ્વાસ થા. ઉસહી ભક્તિને ઉનકો ઈતના શારીરિક બલ દિયા થા, જિસકે કારણ ઉન્હોંને કઠિન બિમારિયાં ભી કઇ બાર આસાની સે પાર કરલીં. વહ દુર્બલ અવસ્થામેં ભી અપને પ્રભુકી સેવા પૂજામેં કુછ ભી ઉઠા ન રખતી થી, ઔર દર્શનાર્થ બૈઠક જાને મેં ભી ઉનકો કુછ શ્રમ ન પડતા થા. સચમેં ઉનમેં કોઈ દૈવી શક્તિ થી, જો સદૈવ ઉનકો પ્રેરિત તથા ઉત્સાહિત કરતી રહતી થી.

મૈં અપની માંકા ઘર—જહાં મૈં લાડ પ્યાર સે પલી થી—છોડ કર સાસરે આઇ થી, કિન્તુ યહાં આ કર જો મુઝે બાકા લાડ તથા પ્યાર મિલા, વહ એક મીઠે સ્વપ્નકે સમાન પ્રતીત હોતા હૈ. ઉસ પ્રેમકો યદિ મૈં અબ પ્રત્યક્ષ નહીં પા સકતી, તો કયોં ના સદૈવ સ્વપ્નમેં હી અનુભવ કરતી રહૂં. અસા થા વહ અનોખા માતૃપ્રેમ! કોઇ બાહરકા ઉનસે મિલને આતા થા, તો ઉનસે મેરી ચર્ચા કરતે કરતે અનેકોં બાર ઉનકે નેત્રોંસે હર્ષ કે અશ્રુ નિકલને લગતે થે, જો ઉનકે હૃદય કે ભાવોં કી સૂચના દેતે થે.

મુઝે યાદ હૈ કિ જબ મૈં લગ્ન કે પશ્ચાત્ કાનપુરસે યહાં આઈ તબ વહ દુર્બલ અવસ્થામેં ભેટી હુઈ થી. મૈં ઉનકો પ્રણામ કર કે ઉનકા આશીર્વાદ ગ્રહણ કરને ધીરેસે

ઉનકે પાસ ગઇ. ઉન્હોને તો મુઝે હૃદયસે લગાકર બડી દેર તક પ્યાર કિયા. મુઝે છોડનેકી ઉનકી ઈચ્છા હી ન હોતી થી. ઇતના હાર્દિક પ્રેમ થા કિ મેરી ભી ઐસી ઈચ્છા હોતીથી કિ સદૈવ ઐસે હી બૈઠી રહૂં.

ઉનકી બિમારી કે થોડે દિન પહલે મૈં કાનપુર જાને ચલી, તો મુઝસે કહા કરતી થી 'વ્હેલી આવજે.' રોજ મુઝે અપને પાસ બૈઠાકર પ્યાર કરતી થી, ઔર કહતી થી, 'જો, ચંપા તો તને અડકતી નથી, હું અડકું છું, વહુથી શું વધારે હોય?' તનિક ભી મેરી તબિયત ખરાબ હો તો ઉનકો ચિન્તા હો જાતી થી.

મેરા યહ સબસે બડા દુર્ભાગ્ય કિ મૈં અન્ત સમય ઉનકી કુછ ભી સેવા ન કર પાઈ. ઈતના ભી નહિ કિ અન્તિમ સમય ઉનકો પ્રણામ કરકે ઉનકા પવિત્ર આશીર્વાદ અપને માથે ગ્રહણ કર સકતી, ઈસકા મુઝે સદૈવ દુઃખ તથા પશ્ચાત્તાપ રહેગા. હમ લોગ તો ઉનકી યાદ કો કભી ભૂલ હી નહીં સકતે. હર એક સુઅવસર પર ઐસા હી લગેગા કિ આજ હમારી બા હમારે બીચ મેં નહીં હૈ. ઈશ્વર ઉનકી આત્માકો સદૈવ અપને ચરણોમેં રખે.

સૌ. શશીબાલા



# વ્હાલાં બાને ચરણે

## વ્હાલાં બા!

તમે તો આ સંસારમાં જન્મી આ લોકમાં જીવનસાફલ્ય કરવા ઉપરાંત પરલોક પણ સુધારી ગયાં. અહર્નિશ આત્માને તથા દેહને શ્રી ઠાકોરજીની સેવા તથા ભક્તિમાં તન્મયતા સાથે લીન રાખી, દેહના ધર્મોની જરા પણ પરવા કર્યા વિના તથા આ દેહ ક્ષણભંગુર છે, તે એક પળ પણ ભૂલ્યા વગર જીવનમાં લેવાય તેટલો અલૌકિક લાભ પણ ધરાયા વગર લઈ લીધો. 'લુટી લીધો.' અને જાણે તેટલાથી પણ સંતોષ થયો ન હોય, તેમ તેનાથી પણ અધિક ગણો વિશેષ લાભ લેવા તથા તમારા સ્વજનો, કુટુમ્બીઓ, સ્નેહીઓ તથા પરિચયમાં આવનાર દરેક મનુષ્ય પણ તેવો અલૌકિક લાભ લઈ શકે, તથા પોતાનું જીવનસાફલ્ય કરી શકે, તેવો સીધો અને સરળ રસ્તો દેખાડી તે સર્વેનાં માર્ગદર્શક થઈ, શ્રી પરમાત્માની બાળ તથા કિશોર લીલાની પ્રાપ્તિ કરવાના તમારા વર્ષોજૂનાં પ્રબળ તાપ તથા ઉત્કંઠા સંપૂર્ણ સફળ થવાનો અંત સમય પાસે આવ્યો, ત્યારે તે વખતે સતત શ્રીકૃષ્ણની તે લીલાઓનું ધ્યાન, સ્મરણ તથા રટણ કરતાં કરતાં અનિર્વચનીય આનંદમાં ક્ષણભંગુર દેહનો, સંસારનો તથા સ્વજનોનો ત્યાગ કરી, બા! તમે શ્રી કૃષ્ણની લીલામાં નિજ ધામમાં ચાલ્યાં ગયાં.

તમે તન મન અને ધનથી હરિ ગુરુ અને વૈષ્ણવોની અથાગ ભાવ, વિશ્વાસ તથા ભક્તિપૂર્વક અને તેમનામાં જરા યે ભેદભાવ જાણ્યા વગર જે સેવાઓ કરી છે, તે તથા તમારી વૈષ્ણવતા અને સેવાપરાયણતા ઉપરાંત દયા અને દીનતા ખરે જ મનનીય તથા અનુકરણીય હતાં. મનુષ્યરૂપમાં જાણે દયા અને દીનતાનાં સાક્ષાત દેવી હતાં. સ્વજનો, કુટુંબીઓ, સ્નેહીઓ અને અન્ય પરિચિત વર્ગને મમતા તથા રાગદ્વેષ અને ભિન્નભાવ વગર સમાન ગણતાં, અને સર્વાત્મભાવનો પરિચય કરાવતાં.

વ્હાલાં બા! તમારા જેવી મા હજારોમાં પણ એકજ હશે. જેનાં પરમ ભાગ્ય હોય, તથા પરમાત્માની પરમ કૃપા હોય, તેઓજ તમારા જેવી મા મેળવવા ભાગ્યશાળી થાય છે. એ વાત્સલ્ય દયા અને પ્રેમની તમારી છબી અને ચિરકાળ હસતું એ નિર્દોષ મુખડું નિરંતર નજર સામે જ રહ્યા કરે છે, ને જીવનભર ભૂલાવાનું નથી. તમારા વિયોગના આઘાતથી આંખોનાં અને હૃદયનાં આંસુઓ સૂકાવાનાં નથી, ને હૃદયનો તમારા વિયોગરૂપી-કારી ઘા જીવનભર રૂઝાવાનો નથી. અમને બધાંઓને તમારી ખોટ હવે માલમ પડશે, ને કોટી ઉપાયે પણ તે પૂરી શકાશે નહિ.

ફકત મા સિવાયના તમારા અલૌકિક સ્વરૂપને જરાએ ઓળખી શકેલો નહિ, તેથી પ્રસંગોપાત તમારી આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું હશે, ને કોઇ પ્રસંગે તેથી તમે દુભાયાં પણ હશો, તેમ છતાં યે દરેક વખત તમારા આ અલ્પમતિ બાળકને સાચી સલાહ આપતાં, અને સુખી થાય તેવા અંતરના આશીર્વાદો આપતાં.

વળી તમે વખતોવખત કહેતાં કે 'મારૂં કહ્યું માનીને તું રોજ સવારે ન્હાયા પછી ચરણામૃત લઈ, તિલક કરી શ્રી ઠાકોરજીનું ચિત્ર પધરાવી એક કટોરીમાં મીસરીનો ભોગ ધરીશ, અને અષ્ટાક્ષરની પાંચ માળા તથા ચતુઃશ્લોકીનો તથા શ્રી સર્વોત્તમજીનો પાઠ કરીશ, તો મને ઘણોજ આનંદ તથા સંતોષ થશે.' બા! તમે આ બધું કાંઈ તમારા આનંદ તથા સંતોષ માટે નહોતાં કહેતાં, પણ મારા આત્માના શ્રેય અને લાભ માટે કહેતાં.

જ્યારે એક બે દિવસ તમને મળાયું ન હોય, ત્યારે તો જાણે એકબે મહિના સુધી મળ્યો ના હોઉં, તેમ માની વાત્સલ્યપૂર્ણ રોશથી મને ધમકાવતાં, કે 'કેમ આટલા બધા દિવસથી આવતો નથી? જો હવે રોજ એક વખત મને નહિ મળે, તો તને નહિ બોલાવું.' અને પછી જાણે મને તેથી દુઃખ થયું હોય, તેમ માની તરતજ કહેતાં 'જો ગોપાળ! હું છું ત્યાં સુધી તને હેતથી લડું છું અને કહું છું. હું નહિ હોઉં, ત્યારે તને આવું હેતથી કોણ કહેવાનું છે? તું સંભારીશ, કે બા મને હેતથી આવું કહેતાં હતાં, અને લડતાં હતાં. પણ તું જરાએ ખોટું લગાડે, તો તને મારા સમ છે. મારો સ્વભાવ એવો છે, એટલે બોલાઇ જવાય છે, હવે હું તને કદી નહિ લડું.' વગેરે કહી પાસે બેસાડતાં અને વાત્સલ્ય પ્રેમથી મારે માથે હાથ ફેરવી શરીરસ્વાસ્થ્ય તથા સુખદુઃખની વાતો પૂછતાં. ને તે સાંભળી કોઇ વખત ધીરજ, સલાહ તથા આશ્વાસનો પણ આપતાં.

આવાં તમારાં વ્હાલસોયાં અનેક સ્મરણો કેમ વિસરાય? જ્યારે આવાં સ્મરણોની સ્નેહાંજલિ અર્પવા બેસું છું, ત્યારે બા! તમારા અનંત વિયોગના દુઃખથી હૃદય ગદગદિત

થઇ ભરાઇ જાય છે, કંઠ રૂંધાઇ જાય છે, આંસુની ધારાઓ આંખોને ભરી દઇ બહાર વહ્યા કરે છે, અને તેથી સ્નેહાંજલિ પૂરી કરવાની શક્તિ રહેતી નથી. તમારાં વ્હાલભર્યાં લૌકિક અને અલૌકિક સ્મરણો કદી પણ વિસરાવાનાં નથી.

બા! હું તમારો અલ્પમતિ બાળક છું, નાને મ્હોંએ વધુ કહેવાને લાયક નથી. તો પણ તમારા તરફના મારા ભક્તિભાવથી અને પૂજનીય ઊર્મિઓથી પ્રેરાઈને ખરા અને શુદ્ધ અંતઃકરણથી ઈચ્છું, કે તમને શ્રી કૃષ્ણ પરમાત્માની લીલાની પ્રાપ્તિ થાય. જે નિઃસંદેહ છે.

વ્હાલાં બા! આ મારી નાનકડી સ્નેહાંજલિ 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' સરખી માની સ્નેહથી સ્વીકારી કૃતાર્થ કરશો, અને કૃપા કરી તમારા દૈવી અને અલૌકિક સ્વરૂપનાં દર્શનની ઝાંખી આપતાં રહેશો; એવી નમ્ર અને સહૃદય વિનંતિ છે.

ગોપાળ



# દૈવી હૃદય

પરમપૂજ્ય બા દેવલોક પામતાં તેમનાં સ્મરણોના મારા અનુભવમાં આવેલ કેટલાક પ્રસંગો અત્રે ટાંકી તેમણે મારા પ્રત્યે જે વાત્સલ્ય દર્શાવી, ઉત્તમ સંસ્કારો પ્રગટાવી, મારૂં જીવનસાફલ્ય થવાનો યોગ સાધી આપ્યો છે, એ માટે આ રીતે એમનું ઋણ સ્વલ્પ અંશે અદા કરવાની મારી ફરજ સમજું છું.

પૂજ્ય બા ઘણાં ધર્મિષ્ઠ હતાં, તેથી તેમના અનેક સદ્‌ગુણો અમારામાં કંઇક અંશે ઉત્પન્ન કર્યાં છે. બાળપણથી જ હમેશાં ચરણામૃત તથા સર્વોત્તમ સ્તોત્ર અને પ્રભુ-નામની માળા કરવાના સદ્‌બોધથી ધાર્મિક સંસ્કાર પાડ્યા છે, તે તેમની કૃપાથી હજુ સુધી પણ ચાલુ છે. પુષ્ટિમાર્ગમાં દયા ને પ્રેમ એ બે ગુણો જેનામાં હોય, તે ખરો વૈષ્ણવ કહેવાય. આ બંને ગુણોનું દર્શન બાના જીવનમાં પ્રત્યેક વ્યક્તિને થતું. જ્યારે અમે ઉદાસ હોઇએ, કે ખિન્ન હોઇએ, ત્યારે પાસે બોલાવી દિલાસાનાં મીઠાં વચનો કહી ધીરજ આપે, ને બનતી રીતે દુઃખનું નિવારણ કરે. કેવળ કુટુમ્બીજનો જ નહિ, પરંતુ તેમના સંબંધમાં આવનાર હરકોઈ વ્યક્તિના દુઃખનું તે નિવારણસ્થાન હતું. હવે આ સ્થાનના અભાવથી હૃદયને અત્યંત લાગી આવે છે.

પૂજ્ય બા દેવલોક પામ્યાના એક માસ અગાઉ એક પ્રસંગ એવો બન્યો, કે મારે કોઈ સંજોગાનુસાર ધંધાથી છૂટા થવું પડ્યું. જ્યારે આ બનાવની બાને જાણ થઇ, ત્યારે તેમના હૃદયને સખત આઘાત થયો, ને મને અત્યંત માયાળુ ભાવે આશ્વાસન આપતાં કહ્યું, કે "ગભરાઈશ નહિ, સૌ સારાં વાનાં થશે. ઈશ્વર તને મદદ કરશે." આવું શાંતિ-પૂર્ણ આશ્વાસન આપી અનેકને ધીરજ આપતાં; તે ખોટ હવે કોઇ પણ રીતે પૂરી શકાય તેમ નથી. પૂજ્ય બા એમના સદ્‌ગુણના યોગે દૈવી સ્વરૂપ હતાં, તે કારણે તેઓ તો અમારા કુટુમ્બમાં સદાને માટે અમર જ રહ્યાં છે, એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી.

અંતમાં જગન્નિયંતા પ્રભુ સમક્ષ હું અતિ નમ્ર ભાવે પ્રાર્થના કરૂં છું, કે હે નાથ! પૂજ્ય બાના એ દૈવી આત્માને નિરંતર અખંડ શાન્તિ આપજો.

નારણ



# બા તે બા!

'બા' સગાઈથી મારાં દાદી હતાં, પણ મને તેમના પર 'મા'નું વ્હાલ હતું. માના પ્રેમનો મને જે કંઇ અનુભવ થયો હોય, તે 'બા'નો જ. ખૂબ વ્હાલી મા માટે કાંઇ લખવું, તે તો જેને માના પ્રેમનો અનુભવ હોય, તેજ સારી રીતે સમજી શકે. જગતમાં દરેક ખોટ પૂરાય છે, પણ માની ખોટ પૂરાતી નથી. માના પ્રેમનું વર્ણન અશક્ય છે. મને તો લાગે છે, કે દુનિયામાં કોઈની કલમમાં તાકાત નથી, કે તે 'મા'નો પ્રેમ સમજાવી શકે.

'બા'નો પ્રેમ મારી જિંદગી પર્યંત ભૂલાશે નહિ. સુખમાં પણ તે જરૂર યાદ આવશે. મને આનંદી અને સુખી જોઇ તે જે રીતે રાજી થતાં, તેવાં મેં મારા કોઈપણ સંબંધી કે સગાંને જોયાં કે અનુભવ્યાં નથી.

મને યાદ છે, કે તેઓ મને વારંવાર પૂછતાં, કે 'ગિરધર! તું શું રળે છે? તું તો ખૂબ રળે છે. મને કહે, તું કેટલું રળે છે?' હું કહેતો કે 'બા! તમારી આશિષથી બધું સારૂં છે.' પણ તે જીદ કરતાં, કે 'રકમ કહે'. પરંતુ તરતજ બાપાજી તે વાતને સરસ રીતે વાળી લેતા, કે 'તારે શું કામ છે?' વળી હું પણ કહેતો નહિ, કારણ કે તે એટલાં બધાં ભોળાં હતાં, કે ક્યારેક બધાંને આવી વાત પણ કહી દેતાં. છતાં તેમના પૂછવામાં રહેલો ભાવ ને પ્રેમ મને ખૂબ આનંદ આપતો. હવે તેવું કોઈ પૂછનાર નથી, એથી ખૂબ લાગી આવશે.

દરદ, દુઃખ કે દિલગીરીમાં દરેકથી 'મા' બોલાઇ જવાય છે. તેવે વખતે માનો હાથ માથા પર ફરે, ત્યારે ખૂબ નિરાંત લાગે. માંદા કે દિલગીર હોઇએ, ત્યારે બાની લાગણી અગાધ! સહેજ બે દિવસ તેમને મળ્યા ન હોઇએ, તો બોલાવવા સારૂ માણસ મોકલે, કે કોઈ વાર જાતે પણ તપાસ કરે, કે શું થયું હશે? કોઈની માંદગી સાંભળે,

એટલે તેમના હૃદયને ખૂબ આઘાત લાગે, ને પાસે આવીને માથે હાથ ફેરવે. મને મારી છેલ્લી માંદગી યાદ છે. એકાદ વર્ષ પહેલાંની વાત છે. મને કમળો થયો હતો. બા તથા બાપાજી વરસોવા–મુંબઈ હતાં, ત્યાં બાને ખબર પડી. બાપાજી પાસે તરત પત્ર લખાવ્યો કે 'બરાબર દવા કરજે.' સુરતથી બીજી દવા મંગાવી બાપાજી સાથે મોકલી. વારંવાર પત્ર લખાવી તબિયતના ખબર પૂછાવે. તેમની આટલી બધી લાગણીને લઇ ઘરમાં પણ બધાં તેમનો સ્વભાવ જાણી ગએલાં, એટલે ઘણીવાર આવા ખબર તેમને આપે નહિ. પૂછે, તો 'સારૂં છે' એમ જ કહેવું પડતું. આ ઉપરથી તેમનું હૃદય પોતાના કુટુમ્બીઓ પ્રતિ કેટલું પ્રેમાળ હતું, તે સમજી શકાય છે.

આજે હું બા સાથેના મારા પ્રસંગો લખું, તો એક પુસ્તક ભરાય. તેથી અહીં તો કેવળ એકાદ બે જ લખું છું. ખરેખર, તેમનાં ગુણગાન જેટલાં ગાઇએ, તેટલાં ઓછાં જ છે.

હવે બા નથી, બાપાજી છે. તો તેમની સેવા કરી આપણે બા તરફની લાગણી વ્યક્ત કરીએ. આપણે સૌ કુટુમ્બીઓએ સદૃઢ મનથી નક્કી કરવું, કે પૂ. બાપાજીને બા માટે જરા યે ઓછું ન આવે કે ન સાલે. જો કે બાની ખોટ કોઇથી પૂરાશે નહિ, પણ આપણે જરૂર તેમને બીજી ઘણી રીતે ઓછું ન આવે, તેમ કરી શકશું.

છેવટમાં એક વિચાર આવે છે, કે આપણે બધાં કુટુમ્બીઓ ભેગાં થઈ 'બા'નું નામ અમર રહે, તેવું કંઇક કરી તેમની અલ્પ સેવા બજાવીએ

ગિરધર





# એ બા

પૂજ્ય બા અમારે મન મા કરતાં પણ અધિક હતાં. માતાપિતાનું સુખ અમારા માટે નહોતું નિર્માયું, છતાં એમની સોડમાં માતા અને પિતાનો સ્નેહ અનુભવતાં હતાં.

બાળપણમાં પિતૃપ્રેમ ન અનુભવ્યો, અને માતૃપ્રેમ પણ પૂરો ન ચાખ્યો, ત્યારે બાના હેતમાં અને એમની હુંફમાં માતપિતાના વિયોગનું દુઃખ અસહ્ય નહોતું લાગ્યું. માની ખોટ એમણે પૂરી. એમની ખોટ પૂરનાર આ જગતમાં કોઈ નથી.

'બા' જે સ્નેહ પ્રેમ અને લાગણીથી અમને પાળતાં, તે સ્નેહ જિંદગી પર્યંત પણ ભૂલાય તેવો નથી. તેમનું ઋણ કોઇ રીતે અદા થાય તેમ નથી. એમની આંખમાં અમારે માટે જુદાઈ નહોતી. અમારા દુઃખે દુઃખી થતાં, અને અમને આનંદમાં જોઈ આનંદી થતાં.

એમના દરેક પ્રસંગો લાગણી અને પ્રેમથી ભરેલા હતા. આવા પ્રસંગો કાંઈ ગણવા ન બેસાય. પણ એમણે જે જીવન જીવી બતાવ્યું છે, તેમાંથી થોડું પણ અમારા જીવનમાં ઉતારશું, તો અમારી તેમના તરફની ફરજો કંઇક અંશે પણ બજાવી છે, એમ માનશું.

ખરેખર! પ્રેમ, લાગણી અને દયા–એ જ એમનું જીવન હતું, એ જ એમનો ધર્મ હતો.

સુબોધ



# જીવનસંધ્યા

"જનનીની જનની રે, સુખની સીમડી,
જૂની આંખે હીંચે નવલાં હેત જો.
હસતાં એ પંપાળે હળવા હાથથી,
સૂકાં ઉર પણ સ્હેજે થાય સચેત જો.
દિલડાના આદર તો જગમાં દોહ્યલા,
એ સુખડાના જ્યાં છલકાય સુકાળ જો.
વિખસાગરમાં અમૃતની કૈં વીરડી,
અમર રહો એ મધઝરતું મોસાળ જો."

પૂજ્ય બાની યાદ કોઈથી ભૂલી શકાય તેમ નથી. તેમના ૭૫ વર્ષના જીવંત જીવનની ફોરમ તેમના પ્રસંગમાં જે કોઈ આવ્યાં છે, તેમણે સારી રીતે અનુભવી છે. તેમના ઉદાર નિખાલસ અને સ્નેહાળ સ્વભાવથી તેમણે દરેક ઉપર ઊંડી છાપ પાડી છે. તેમના ગૌલોકવાસથી કુટુંબ તેમજ માનવજાતિને એક અદ્ભુત અને દૈવી આત્માની ન પૂરી શકાય તેવી ખોટ પડી છે.

પૂજ્ય બાના પ્રસંગમાં આવવાના છેલ્લાં થોડાં વર્ષમાં મને ઘણા પ્રસંગો મળ્યા, એ મારું સદ્ભાગ્ય હતું. તેમનામાં નર્યો નીતરતો સ્નેહ જ હતો. વળી તેમની સમભાવી નિઃસ્વાર્થી માનવ લાગણી અનન્ય હતી. તેમના અંતરમાં એ લાગણી વસી હતી, જે સાધારણતઃ શ્રીમંતોથી દૂર નાસે છે. એ ભલી માનવલાગણીએ આખા કુટુંબને સંસ્કારી અને સંયુક્ત કરી રાખ્યું હતું, ને સર્વત્ર એ ફોરમથી કુટુંબની શોભા દિનપ્રતિદિન વધતી જતી હતી.



જીવનસંધ્યા.

અષાડ સુદી એકાદશી એ પોતાના કુટુંબ માટે વર્ષગાંઠનો—આનંદનો દિવસ હતો. નો ઉત્સાહ હંમેશ મુજબ આગળ તરી આવતો હતો, તેથી પોતાના શહેર બહારના ગલે જઈ ત્યાં સૌએ સારી રીતે જમી લીધું છે, તેની તપાસ કરી, સંતોષ માની તેમણે પોતાના સાંકડી શેરીના રહેવાના મકાને જવા ઉતાવળ કરી. ને જાણે ભવિષ્ય જાણતાં હોય, તે પ્રમાણે ઉતાવળે પ્રસાદ લઈ એકદમ મોટરમાં રવાનગી લીધી. ત્યાં પહોંચ્યાને ભાગ્યે જ પા કલાક થયો હતો, ત્યાં તો ટેલીફોનથી સંદેશો મળ્યો કે 'બા પડી ગયાં છે, ને તેમની તબિયત અસ્વસ્થ છે!' આ સમાચારથી સર્વે કુટુંબીજનો ત્યાં ટોળે મળ્યાં. બા તો બેશુદ્ધ હતાં, ને ડાક્તરોનું માનવું હતું, કે તેમની તબિયત જોખમકારક છે; એટલે સૌનો જીવ સાધારણ રીતે ઊંચો હતો, તેથી જે કુટુંબીજનો બહારગામ હતાં, મને બોલાવી લેવાનું જરૂરી જણાયું.

આ પછી તો થોડા જ દિવસોમાં તેમની તબિયત સહેજ સુધારા પર લાગી, ને ડાક્તરો તેમજ કુટુમ્બીજનો કંઇક આશાનાં કિરણો જોવા લાગ્યાં. પણ તાવ સતત ચાલુ રહ્યો, ને બીજું કાંઇ પણ દરદ ન હોવા છતાં યે ડાક્તરોને ઉપાય ન સૂઝયો. જ્યારે એમ નક્કી લાગ્યું કે ઇશ્વરેચ્છા કૈંક જુદી જ છે, ત્યારથી ભાવિની ઘટનાના વિચારોએ સર્વે ઉપર શોકની છાયા પાથરી. બા તો સુખશય્યામાં નિરાંતે પોઢેલાં હતાં, ને તેમની સેવા અને દર્શનનો લાભ ગંભીરપણે સર્વને આપતાં હોય, તેમ શાંતચિત્તે અને શોક અગર દુ:ખની કાંઈ પણ લાગણી વગર પ્રભુનામનું સ્મરણ કરતાં હતાં. અવારનવાર કોઇને 'જય શ્રી કૃષ્ણ' અગર કાંઈક સુખશાંતિની વાત કરી, તેમની અનન્ય લૌકિક અને અલૌકિક ભાવનાઓનાં દર્શન કરાવતાં.

આખરે એ યાદગાર દિન આવી પહોંચ્યો, અને જાણે અષાડ વદી પાંચમનો દિવસ જુદો જ ઊગ્યો હોય તેમ લાગ્યું. બાએ આજે કાંઈક નવીન પ્રફુલ્લિતતા ધારણ કરી હતી. અને તેથી સૌને આશ્ચર્ય લાગતું હતું, કે આજે બાએ નવીન સ્વરૂપ કેમ ગ્રહણ કર્યું હશે? બાના શરીરમાં કાંઈ પણ ખાસ રોગ નથી; એવું ડાક્તરોએ છેલ્લા ત્રણ ચાર દિવસથી કહી દીધું હતું. છતાં બાને થોડો ઘણો તાવ સતત રહેતો, તેથી આ જ્વર પ્રભુએ પોતાના દૂત તરીકે મોકલેલો છે, એમ ઘણાંને લાગતું. આજના બાના નવા સ્વરૂપથી સર્વેને એમ ભાસ થવા લાગ્યો, કે આજનો દિવસ એ કદાચ એમનાં લૌકિક જીવનનો આખરી દિવસ હતો. સાંજ પડતાં પડતાંમાં તો એ શંકા મજબૂત થતી ગઈ, ને જાણે સર્વ વાતે પરવારી લેતાં હોઇએ, તેવું લાગ્યું. બાનો ગોસાંઈ બાળકો પર અથાગ પ્રેમ

એટલે શ્રી રણછોડલાલજી મહારાજ સાંજે બાની સુખશય્યા પાસે દર્શન દેવા આવ્યા, ને તેમને પોતાનાં ચરણસ્પર્શ કરાવ્યાં. વળી ગૌદાનનો સંકલ્પ કરવાની પણ આજ્ઞા આપી. ત્યારબાદ સર્વ કુટુમ્બીજનોએ એક પછી એક બાને કુમકુમનો ચાંલ્લો કરી, તેમને પોતાનાં આખરી વંદન કર્યાં. આમ સર્વ લૌકિક અલૌકિક સુખશાંતિ અનુભવતાં તેઓ પોતાની સુખશય્યામાં નિરાંતે પોઢેલાં હતાં. ધીમે ધીમે તેમના નખ પર શ્યામતા દેખાવા લાગી. અને રાત્રિના લગભગ અગિયાર વાગે એમ લાગ્યું, કે હવે પૂજ્ય બા તેમનો લૌકિક દેહ-ધર્મ પૂર્ણ કરી અલૌકિક જવા તૈયારી કરી ચૂકયાં છે. એથી રીતરિવાજોને માન આપી સર્વે કુટુમ્બી જનોએ તેમને પલંગમાંથી નીચે લીધાં, ને તેમની શય્યાની ચારે બાજુ ટોળું વળી બેસી ગયાં. એ દૃશ્ય એટલું અદ્‌ભુત અને ન ભૂલી શકાય તેવું છે, કે આજે પણ એ આખું યે ચિત્ર આપણી નજર આગળ તરવરે છે. લગભગ સોએક આબાલવૃદ્ધ કુટુમ્બીજનોનું એ વૃંદ તેમની શય્યાની આસપાસ શાંત ગંભીર વદને પ્રભુ રટણની ધૂન કરી રહ્યું હતું. 'શ્રી કૃષ્ણ શ્રી કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે'ની સાથે પૂજ્ય બાના હોઠ પણ ધૂનની માફક જ રટણ કરી રહ્યા હતા!!

થોડી થોડી વારે બાપાજીએ તથા બાનાં પુત્રપુત્રીઓએ તેમને છેવટનું જમનાજળ સિંચન કર્યું, અને એ આખરી શ્વાસ આવ્યો. પૂજ્ય બા તો શાંત પોઢેલાં જ હતાં, પણ આ શ્વાસ જરા ઉછળતો લાગ્યો. અને તે ધીમે ધીમે તે અલૌકિક આત્માને તેમના લૌકિક દેહથી મુક્ત કરવા લાગ્યો. કુટુમ્બીજનો એ સારી રીતે સમજતાં હતાં, તેથી પ્રભુરટણની ધૂનમાં મગ્ન જ રહ્યાં, અને 'જય જય ગોપીજનવલ્લભ જય જય ગોવર્ધનધારી'નું એક તારે રટણ કરવા લાગ્યાં. કોઈએ નથી કાંઈ ચીસ કે બૂમ પાડી, કે નથી કોઈએ કલ્પાંત કર્યું. અંતે એ પ્રભુમય શાંત વાતાવરણમાં પૂજ્ય બાનો પ્રભુમય શાંત આત્મા શ્રીગોપી-જનવલ્લભની સેવામાં અદૃશ્ય થઈ ગયો!! એ જાણ્યા જોયા છતાં લગભગ દસ પંદરેક મિનિટ 'શ્રી કૃષ્ણ શરણં મમ'નું એકધારૂં રટણ ચાલુ જ રાખ્યું, ને પૂજ્ય બાનો આત્મા જાણે તેમના વારસાને બરાબર સમજતો હોય, તેમ ઘડીભર ભાસ થયો.

ગોવિંદ






(હરિગીત)

ગૌલોકમાંહી ગોપીઓની ખોટ પ્રભુને શું પડી?
કુંકુમ કરીને ચાંદલો ઓઢી તમે તો ચુંદડી.
ઉત્સાહ ને ઉમંગથી પ્રભુની કને ચાલી ગયાં,
ગુરૂની કૃપાઓ મેળવી નિકુંજમાં નિશ્ચય ગયાં.
આત્મા અમરને ઓળખી નિડરપણે પંથે પડયાં,
નિકુંજ નાયક નીરખતાં ગોપીતણું સુખ મેળવ્યાં.
સંયોગનાં સુખ આપીને વીરહી તણાં દિલ દુભવ્યાં,
દુઃખિયાં થશે સૌ બાળકો તે વાત શું ભૂલી ગયાં?
ભુવનમાં ભોજન કરાવી કરથકી પીરસી જતાં,
અતિ પ્રેમથી પાતળ કરી અંતર મહીં રાજી થતાં.
સંસ્કાર સારા પાડીને રડતાં મૂકી ચાલ્યાં ગયાં!
માતાતણું જે હેત ઉરનાં ભુવનમાંથી તો ગયાં!
જે હૃદય પાસે વાત સુખદુઃખની થતી તે પણ ગઈ!
અમ દીન બાળકની દયા તમને જરા આવી નહિ?
ઓ માત! મુજને સ્નેહથી તારા હૃદયમાં સ્થાપજે,
ઓ ઈશ! મારી માતને શાંતિ સદા તું આપજે.

સૌ. સમરત



# ગૌલોકવાસી બા

શ્રી પરમ ભગવદિય, વૈષ્ણુવહિતકારી, પરોપકારી, ગૌલોકવાસી માતાતુલ્ય પૂજ્ય રૂક્ષ્મણીબાનો મારા પ્રત્યે ઘણો સ્નેહ અને પ્રેમ હોવાથી તેઓશ્રીને અંજલિ અર્પણ કરવાનો મારો ધર્મ અને ફરજ સમજી જે કાંઈ લખું છું, તેથી મને ઉપકૃત માનું છું.

તેઓશ્રીનો મારા ઉપર ઘણો જ પ્રેમ હતો. તેમજ પ્રત્યેક વૈષ્ણુવ તરફ સમાન પ્રેમ ધરાવતાં હતાં, ને વૈષ્ણુવ જન તેમના પ્રાણ હતા, તેથી શુદ્ધ હૃદયભાવથી તેમનો 'અર્ચન વંદન પાદસેવન' રીતે સત્કાર કરતાં. 'વૈષ્ણુવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે' તે મુજબ તેમનું વર્તન હતું. તેમનો સ્વભાવ ઘણો સરળ અને માયાળુ હતો. 'સેવા અને સત્સંગ' તેમનો મુખ્ય ધર્મ હતો. શ્રી કૃષ્ણ પરમાત્માને શી રીતે લાડ લડાવવાં, તે બરાબર સમજી ને તેનો અમલ શુદ્ધ ભાવથી કરતાં.

'હરિ ગુરુ વૈષ્ણુવ સરખા લેખો, હૃદયમાં ભિન્ન ભાવ ન પેખો' તે પ્રમાણે તેઓ ગુસાંઈજી મહારાજો ઉપર અનહદ પ્રેમ ધરાવતાં હતાં; તેમાં પણ અમદાવાદના શ્રી રણછોડલાલજી મહારાજને તેઓ અલૌકિક પુત્ર સમાન ભાવથી ગણતાં, તેથી તેમના શ્રી લાલજીના યજ્ઞોપવિત વખતે તેમજ શ્રી નટવરલાલ શ્યામલાલના છપ્પન ભોગનાં દર્શનનો લાભ સારી રીતે લીધો હતો. શ્રી ભગવાન, વૈષ્ણુવો અને મહારાજોમાં લૌકિક ભેદ સમજતાં નહોતાં, તેથી તેઓ જેટલો સ્નેહ પોતાનાં બાળકો ને કુટુંબીઓ ઉપર રાખતાં, તેટલો સ્નેહ શ્રી ગુસાંઈજી મહારાજ, વૈષ્ણુવો ને અન્ય વર્ગ પ્રત્યે રાખતાં. પોતે જમવા કરતાં અન્યને જમાડવામાં ઘણાં રાજી થતાં. જમનાર માણસ જમીને ધરાય, ને છાંડે ત્યાં સુધી તેને જમાડીને રાજી થતાં. વળી પોતાનો સેવાભાવ અને સત્સંગનો પ્રભાવ બાલબચ્ચાં ઉપર પાડીને તેમનામાં ઉચ્ચ સંસ્કાર પાડી પોતાના જેવાં ધર્મિષ્ઠ બનાવ્યાં છે.

શ્રીમદ્‌ ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણનાં વચન મુજબઃ—

"सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच"॥

આ મુજબ તેઓએ લૌકિક, વૈદિક, ધર્મવ્યવહાર મૂકીને એક શ્રી પ્રભુનું શરણ પકડયું હતું, તેથી અહર્નિશ શ્રીની સેવા, સ્મરણ, દર્શન, સત્સંગ વગેરે નવધા ભક્તિમાં ગાળી, છેવટે પ્રેમલક્ષણા ભક્તિમાં નિમગ્ન થઇને સમય ગુજારતાં હતાં, વળી

"સંસારમેં સરસ્યે રહે, મન્ન મેરી પાસ
સંસારમેં લોપે નહિ, તે મેરા દાસ"

મુજબ સંસારમાં રહીને પણ ઇશ્વિરમગ્ન હતાં. દાનપૂણ્ય કરવામાં આસક્તિ રાખતાં. કોઇ સંત મહાત્માને ઇશ્વરકૃપાએ બે ઘડીનું રાજ મળે, તો તેટલા વખતમાં રાજનો ખજાનો ધર્માદા કાર્યમાં વાપરી નાખે, તે રીતે સત્કર્મ કરવામાં જેટલું ધન ઉલેચાય તેટલું ઉલેચીને પોતાના આત્માને સંતુષ્ટ કર્યો હતો, જેથી તેમની કીર્તિ વૈષ્ણવ સમાજમાં વિશેષ પ્રસરેલી છે.

વળી તેમણે યાત્રાઓ અને તેમાં યે ખાસ કરીને શ્રીનાથજી, શ્રી મથુરાજી, વ્રજ-ચોરાસી ધામ, શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાંઇજીની બેઠકોની યાત્રા ઘણીવાર કરી હતી, કોઇ કોઈ વાર અમને પણ તેમની સાથે યાત્રાનો લાભ મળેલો હતો, ને ખૂબ આનંદ થતો. તે ઋણ ભૂલાય તેમ નથી.

પતિભક્તિમાં ઉચ્ચ આદર્શવાળાં હતાં, તેથી પતિવ્રતા ધર્મ પાળી સારો લાભ લેતાં.

આવા પુણ્યશાળી ને સંસ્કારી જીવો જગતમાં વિરલા જ હોય છે. લાખમાં એકાદ બે ભાગ્યે જ મળે છે. શ્રી બ્રહ્મસંબંધના મંત્ર મુજબ તેમણે શ્રી ભગવાનને સર્વ સમર્પણ કરી શ્રીના દાસ તરીકે વર્તી, જેટલું સત્કર્મ થાય તેટલું કર્યું છે. તેમનું હૃદય એવું હતું, કે કોઈ પણ પ્રાણીનું દુઃખ તેમનાથી જોઇ શકાતું નહિ. તેનું દુઃખ જોઇ પોતે દુઃખી થતાં, ને સામાને સુખી જોવાના પ્રયત્નો કરતાં.

તેમના ગૌલોકવાસથી સર્વને બહુ જ ખોટ પડી છે, ને હવે શૂન્યવત્‌ લાગે છે. જો તેઓ એકાદ દસકો વધારે જીવ્યાં હોત, તો અનેકને સુખી કરત. પરંતુ શ્રી ગૌલોકમાં તેમની ખાસ જરૂર પડવાથી તેમને બોલાવી લીધાં, ને અંતે શ્રી ભગવદ્‌ નામ 'શ્રી કૃષ્ણ શરણં મમ'ના અટલ ધ્વનિ વચ્ચે તેમણે આ સંસારમાંથી વિદાય લીધી!!

તેમનું નામ 'લક્ષ્મીબાઇ' પણ હતું, તે પ્રમાણે પ્રત્યેક શુભ માર્ગમાં લૌકિક કે અલૌકિક રીતે જેટલી લક્ષ્મી વેરાય તેટલી વેરી છે; આથી તેમના નામ પ્રમાણે ગુણો દેખાઇ આવતા.

અંતે તેમનો આત્મા શ્રી ગોલોકમાં શ્રીજીનાં ચરણમાં સદા રહે, ને આ સંસારમાં જેમ અમારા પ્રત્યે પ્રેમ રાખતાં હતાં, તે મુજબ અમને પણ ત્યાં શ્રીજીનાં ચરણમાં બોલાવીને સેવામાં રાખે; તેવું શુદ્ધભાવે ઇચ્છી પ્રણામ કરૂં છું.

નરોત્તમદાસ ચુનીલાલ મહેતા






પૂજ્ય રૂક્ષ્મણીબાના ગૌલોકવાસથી તેમના આત્માને તો ઘણો જ આનંદ અને ઉત્સવ થયો હશે, પણ આ દુનિયામાં તેમની સાથે સંબંધ રાખનારાંઓને ઘણી જ દિલગીરી થાય, તે સ્વાભાવિક છે. બા માટે જેટલા અનુભવો અને સંસ્મરણો લખીએ તેટલાં ઓછાં જ છે.

તેઓ અત્યંત આનંદી ને અનહદ દયાળુ હતાં, ને ધર્મપરાયણ હતાં, તેથી અન્યને પણ એ જ માર્ગે દોરતાં. ઈશ્વર પર અખૂટ શ્રદ્ધાવાન હતાં. પ્રત્યેક જીવનું કેમ ભલું થાય? તેવા વિચારો જ સેવતાં હતાં. કોઈને પણ દુઃખી જોઈને તેમનું મન દુઃખી થતું. દરેક સુખી થાય, એવા આશીર્વાદો નિરંતર પ્રેમભાવથી આપતાં હતાં.

તેમનામાં ઉત્તમ જાતિના વ્યાવહારિક ગુણો હતા, જેથી સગાં સંબંધી કે ઘણીવાર અન્ય લોકો પણ તેમની સલાહ લેવા આવતાં; એ પ્રત્યેકને અત્યંત નિષ્પક્ષભાવે સાચી સલાહ આપતાં, ને સૌને સંતોષ પમાડતાં. ઘણીવાર આવા ગુણોથી આકર્ષાઈને ધર્મગુરુઓ પણ તેમની સલાહની ઈચ્છા રાખતા, ને સંતોષ વ્યક્ત કરતા હતા.

શ્રી પ્રભુ પ્રત્યે બા સારી ભાવનાવાળાં હતાં. નિરંતર સેવાભાવી હતાં, અને સેવા એ જાણે તેમનો જીવનમંત્ર જ હોય, તેમ આપણને જણાઈ આવતું હતું.

આ જગત્‌માંથી આવા દૈવી ને ઉચ્ચ આદર્શવાળા આત્માઓને ઈશ્વર પોતા પાસે કેમ બોલાવતો હશે? તેનો ખ્યાલ કોઈ પણ કરી શકે તેમ નથી.

પરમ કૃપાળુ શ્રી કૃષ્ણ પરમાત્મા આવા પવિત્ર આત્માને ગૌલોકમાં પોતાના પવિત્ર ચરણોમાં નિરંતર સ્થાન આપો, ને એ રીતે તેમનો આત્મા અખંડ શાંતિ પામો; એવી મારી નમ્રભાવે પ્રાર્થના છે.

ચંદુલાલ છોટાલાલ મહેતા



# ધન્ય એ જીવન!

જન્મવું, જીવવું ને મરવું; તે તો આ સૃષ્ટિનો ક્રમ છે. પ્રભુ ઇચ્છા પ્રમાણે તે ક્રમ નિરંતર ચાલ્યા કરે છે, પરંતુ તે ક્રમમાં દૈવી પ્રેરણા હોવી, તે તો કોઈ મહા પુણ્યશાળીનાં જ જન્મ જીવન અને મૃત્યુમાં હોય!

પૂજ્ય બા પણ એવાં જ પુણ્યશાળી. તેમનાં જન્મ, જીવન અને જીવનસંધ્યા પણ અલૌકિક અને જાણે દૈવી પ્રેરણાથી ભરપૂર હતાં. એમનો જન્મ સંસ્કારી, સેવાભાવી અને પ્રભુપ્રેમી માતપિતાને ત્યાં જ થએલો; પછી જીવનમાં એવી અનન્ય અલૌકિકતા કેમ ન હોય? વળી તેવા દૈવીજીવનને વિકસાવી ચોપાસ મહેકતું કરનાર પૂજ્ય બાપાજી જેવા જીવનસાથી મળ્યા! જાણે સુવર્ણમાં સુગંધ મળી! તેમાં યે ઈશ્વરનો હાથ હશે! કલ્પવૃક્ષ સમાં એ પૂજ્ય બાએ અનેકને પોતાના સહવાસની શીતળ છાયામાં રાખી અપૂર્વ શાંતિ અને સુખ અર્પ્યાં છે. તેમની દૈવી વાણી અને હેત પ્રેમનો અનેરો પ્રવાહ અંતિમ ઘડી સુધી રહ્યાં હતાં. તે તો પ્રભુના ઘરનાં એટલે પરમ વૈષ્ણવ જે—"પીડ પરાઇ જાણે રે"—પારકાંનું દુઃખ જોઈ સમજી તેમનું અંતર રડી ઊઠતું, એવાં તે પરગજુ હતાં. અનન્ય પ્રેમથી ગુરુભકિત અને પ્રભુસેવા તે જ જાણે પોતાનું ધ્યેય હોય, તેમ તેમણે જિંદગી પર્યંત સાચવ્યું. ભગવાને તેમને તેડું મોકલ્યું, તે પણ તેમના જીવનને શોભે તેવું હતું. છેલ્લી પળે તેમના મુખ ઉપર એ દૈવી તેજની જયોત પ્રસરી રહી, ને તેમના અણુએ અણુમાં અમને ભગવાન વસતા લાગ્યા; અને અમારાં મસ્તક સ્વાભાવિક રીતે નમી પડયાં.

દેવોને પણ ઈર્ષા આવે, તેવી એ અંતિમ ઘડી! શ્વાસેશ્વાસે સર્વોત્તમજીનો પાઠ કરતાં કરતાં ગૌલોકમાં ચાલ્યાં ગયાં! બધાંએ જન્મે છે, જીવે છે, ને મૃત્યુ પામે છે; પણ પૂ. બાએ જન્મી, જીવી ને જીવન ધન્ય કરી બતાવ્યું. પ્રણામ હો એ દૈવી આત્માને!!

દામોદરદાસ કરસનદાસ શાહ






**જગતમાં** મૃત્યુ એ તો માનવદેહને કાજે સર્જાએલું છેજ, છતાં કેટલાંક મૃત્યુ એવાં હોય છે, કે એ મૃત દેહ પણ સદાને માટે અમર મનાય છે.

પૂજ્ય 'બા' સાથેના મારા આછા પરિચયે પણ જે છાપ તેમણે મારા હૃદયમાં પાડી છે, તે ભાગ્યે જ ભૂલાશે; કારણ કે તેમનું વ્હાલસોયું મમતાળુ હૃદય અને ધર્મની અડગ શ્રદ્ધા, તેમજ વ્યાવહારિક બોધ લેવા લાયક વચનો, મનુષ્ય જીવન જીવવામાં ડગલે ને પગલે ખપ લાગે તેવાં હતાં.

મારી માંદગીના બન્ને પ્રસંગોએ મને તેમનો વિશેષ પરિચય થયો હતો. તે વખતે દરદને પણ ભૂલાવે તેવાં તેમનાં આશ્વાસનયુક્ત વચનો દવા કરતાં પણ વધારે અસર-કારક હતાં. વળી તેમની પ્રભુ પ્રત્યેની અચળ શ્રદ્ધા તથા દુઃખી માટે દયાથી દ્રવતું દૈવી હૃદય નિરંતર "વસુધૈવ કુટુમ્બકમ્"ની પવિત્ર ભાવના વ્યકત કરતું. સાથે સાથે તેમનામાં શ્રીમંતાઇના ઘમંડ કરતાં શ્રીમંતાઇના શ્રેષ્ઠ ગુણો હતા, ને તેથી જ તેમનામાં વિરાજતી–વિકાસતી અને વિલાસતી ભલી લાગણીઓ એમના પરિચયમાં આવનાર પ્રત્યેક વ્યકિત ઉપર ઊંડી છાપ પાડતી.

ખરેખર એક કવિએ સાચું જ કહ્યું છે, કેઃ—

"ખોવાયું જે જગપર સહુ મેળવી ના શકે છે,
ખોવાયાનું અવર કદી ના સ્થાન પૂરી શકે છે."

**નટવરલાલ ડાહ્યાભાઇ મહેતા**






પૂજ્ય બા તો ગોલોકવાસી થયાં, પરંતુ તેમની સુવાસ આજે પણ વૈષ્ણવ જનતા અને વિશાળ કુટુમ્બ સમુદાયમાં એટલી જ ને એવી જ પ્રસરી રહી છે. તેમની સાથે લેશ પણ પરિચયમાં આવનારને તે પોતાનું બનાવી દેતાં, અને અત્યંત વાત્સલ્ય ભાવથી મમતા દર્શાવતાં; તેથી તેઓ 'સૌનાં બા' બની રહ્યાં હતાં. તેથી વૃદ્ધ ઉમર છતાં સહૃદયી માતાની છત્રછાયા ગુમાવવાનું દુઃખ માત્ર તેમનાં કુટુમ્બને જ નહિ, પણ તેમના પરિચયમાં આવનાર સૌ કોઈને સાલે, તે સ્વાભાવિક છે.

'મોટરના પેટ્રોલ ખાતર જ વરસોવા નથી આવતા કે શું? હું અહીં રહું ત્યાં સુધી મારી ખાતર પણ તમારે અહીં આવવું જ પડશે' ગયા વર્ષ પહેલાંના એક ઉનાળામાં તેઓ મુંબઈ–વરસોવા રહેલાં, ત્યારે મુંબઇથી એક દિવસ પણ તેમની પાસે ન જવાય, તો માતાનું દિલ નિચોવાઈને બહાર આવે, તેવો ઠપકો ઉપરના શબ્દોમાં મને આપતાં. મારા પ્રત્યેની તેમની મમતા અનન્ય હતી. મને અને મારા પરિચયમાં આવનાર સૌને તેઓ અનેક આડાઅવળા પ્રશ્નો પૂછી 'હું સર્વ રીતે સુખી છું' તેવી વાતો જાણવાની ચિંતા રાખતાં હતાં, જેથી મને સુખી જોવાની તેમની ચિંતા હરેક વાતમાં જણાઇ આવતી.

ભલે વૃદ્ધ ઉમરનાં હતાં, છતાં યે બાની ખામી તો જીવનભર સાલવાની જ. તેઓ તો સર્વ પ્રકારનાં સુખ અને સંતોષ વચ્ચે ગોલોકવાસી બની ભાગ્યશાળી થયાં, પણ આપણે તો ખરેખર તેમના વિયોગથી એક પવિત્ર અને પુણ્યશાળી આત્માની હૂંફ ગુમાવી છે.

કૃષ્ણકાન્ત મકીમ



# વૈષ્ણવ રત્ન

"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તો યે ઉર અભિમાન ન આણે રે.
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાચ મન નિશ્ચલ રાખે, ધન્ય ધન્ય જનની તેની રે.
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો એનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યાં રે."

ભક્ત કવિશ્રી નરસિંહ મહેતાનાં વચનો આ ગાંધીજીના યુગમાં વિશેષ પ્રચલિત થયાં છે. તેમાં વર્ણવેલા ખરા વૈષ્ણવ–ભગવદિયના ગુણો પોતાના જીવનમાં પ્રાપ્ત કરવા, ને અનેક મોહજાળનાં બંધનો તોડી ખરા વૈષ્ણવ પદને પામવું, તે કાંઈ નાની સૂની વાત નથી. આવાં વૈષ્ણવી જીવન ભારતવર્ષમાંથી મળવાં મુશ્કેલ નથી. નરસિંહ, મીરાં, સુરદાસ અને તુલસીનાં ઉચ્ચ ચરિત્રો તેમનાં કાવ્યો પૂરાં પાડે છે. પરંતુ જેનું જીવન જ ભક્તિમય અને પ્રભુ પ્રત્યેના અલૌકિક ભાવથી ભરપુર તેમજ દૈવી ગુણોયુક્ત હોય, તેવી મહાનુભાવ વ્યક્તિઓનાં જીવન પણ અનેક મળી આવે છે. આવો પ્રતાપી જીવનશાળી આત્મા જગતમાં જન્મ લઈ પોતાના સદ્‌ગુણોથી બહોળા કુટુંબને, પરિચિત સમાજને, અને સ્નેહીમંડળને પ્રિય–અતિપ્રિય બની સૌના આત્માને આકર્ષે છે, ને સુવાસની ફોરમો સર્વત્ર પ્રસરાવે છે.

આવાં પવિત્ર જીવનો સાથે પૂજ્ય રૂક્ષ્મણીબાનું જીવન સરખાવી શકાય. તેમના જીવનમાં કવિ નરસિંહે વર્ણવેલા વૈષ્ણવના દૈવી ગુણો કેવા ને કેટલા પ્રમાણમાં પ્રફુ-

લ્લિત થયા હતા, તે તો તેમના સમાગમમાં આવનાર કોઈ પણ સુજ્ઞ વ્યક્તિ સત્વર જાણી શકતી; જેથી સહેજે જ તેવી વ્યક્તિઓનું મસ્તક નમી પડતું.

પૂજ્ય બાની ધાર્મિક શ્રદ્ધા અજબ હતી. જીવન પર્યંત અનેકવાર શારીરિક નિર્બળતાને લીધે સખત માંદગીના પ્રસંગો આવેલા. ભલભલા વૈદ ડૉકટરોએ પણ આશા છોડેલી, છતાંયે તેની શ્રદ્ધા અનન્ય હતી. તબીબી સલાહ અને આજીજીભરી વિનવણીઓ છતાંયે તેમણે વિદેશી દવાનો મુખે સ્પર્શ પણ કર્યો નહિ, ને ઘણા જીવલેણ હુમલાઓમાંથી આબાદ રીતે બચી ગયાં હતાં. અરે! બે વર્ષ પહેલાં બરાબર દિવાળીને દિવસે માંદગીનું પ્રાબલ્ય એટલું બધું વધ્યું કે છાતીના ધબકારા દરમિનિટે ૧૦૦ સુધી ને નાડીની ગતિ ૨૫૦ સુધી ગઈ!! સૌ નિઃસહાય બન્યાં. આખરી તૈયારીઓ થઈ, છતાંયે બાની અચળ શ્રદ્ધાનો વિજય થયો, ને અત્યંત આશ્ચર્ય સાથે બાના ખોળિયામાં રહેલો એ દૈવી આત્મા પ્રફુલ્લિત થયો, ને બીજે દિવસે ભાવપૂર્ણ હૃદયે નૂતનવર્ષાભિનંદન ઝીલતાં જણાયાં!!!

ધનની લોલુપતા તો કદીએ તેમના જીવનમાં દીઠી જ નથી. પોતાના નામે આવતી વ્યાજ કે કમીશનની આવકની રકમ આવ્યા પહેલાં તો તેનો વ્યય શી રીતે કરવો તેની યોજના તૈયાર જ હોય! મારે આ સંબંધી તેમની સાથે ઘણીવાર ચર્ચા થતી. ઉત્તર સ્પષ્ટ હતો કે 'મારે પૈસાની કિંમત જ નથી. લોકો પૈસા માટે આટલી બધી હાયવોય શા સારૂ કરતાં હશે? મારા હાથમાં કંઈ રકમ આવી, એટલે તે શી રીતે ખરચવી તેના જ હું વિચારો કરૂં છું. જેમ જલ્દી વપરાય તેમ જલ્દી આરામ. જો પાસે કાંઈ રકમ રાખીને તેનો સંગ્રહ કરીએ, તો ઉપાધિ રહે ને? તેટલા માટેજ મને તો ધનને વાપરવામાં જ આનંદ રહે છે.' કેટલો બધો ધનપ્રતિ તિરસ્કાર! કેટલો તૃષ્ણાત્યાગ! જગતમાંના જીવોમાં આટલી નિસ્પૃહતા કેટલા જીવોમાં મળશે?

**वसुधैव कुटुम्बकम्** એ સનાતન સૂત્ર તેમનાં જીવનકાર્યોમાં અદ્‌ભુત રીતે ઓતપ્રોત થયું હતું, જેથી વારંવાર તેવી મહાભાવનાની ઝાંખી–પ્રતીતિ તેમના જીવનમાં થતી. વર્તમાનપત્રો કે કોઈ માણુસ મારફતે શહેર કે બહાર ગામમાં કોઇ માણુસનું ખૂન, આપઘાત, મારામારી, યુદ્ધ કે દૈવીકોપની વાતો વાંચે કે સાંભળે તો તે પ્રસંગે દુઃખી જીવોના દુઃખે તેમની આંખોમાંથી અશ્રુધારા વહતી અનેકવાર જોઇ છે. સ્વજનનાં દુઃખે તો આપણને સૌને લાગણી થાય, પણ જ્યારે અપરિચિત વ્યક્તિઓ પ્રત્યે પણ આટલી બધી હૃદયની લાગણી ઉભરાઈ જતી, ત્યારે તેમની 'સમાનદષ્ટિ' નો પૂરેપૂરો ખ્યાલ

આવતો. એક દીનમાં પણ દીન-ગરીબ સાધુ, બ્રાહ્મણ, વ્રજવાસી કે વૈષ્ણવને જુએ, તો તેમનું પ્રતાપશાળી છતાં નમ્ર શિર ઝૂકતું, ને અત્યંત માનથી તેનો સત્કાર થતો.

જેવું માનવજાતિ પ્રતિ ભાવભર્યું હૃદય હતું, તેવું જ પશુપક્ષી આદિ પ્રાણીવર્ગ તરફ પણ તેમનું વર્તન અત્યંત પ્રેમાળ હતું. પોતાને ઘેર ગાયોનું ટોળું રાખે. તેમનાં ખોરાક, અને સેવા ચાકરીમાં જરાયે કચાશ ન રહે, તેની જાતે દેખરેખ રાખે. દરરોજ સ્વહસ્તે ગાયનું પૂજન કરે. તેમનાં દૂધનો અમુક ભાગ તેનાં વહાલાં બચ્ચાં-વાછરડાં માટે રખાવે; આટલો બધો તેમનો ગૌપ્રેમ હતો. વળી સવારમાં ઊઠીને દરરોજ અનેક પક્ષીઓનાં ટોળાંને અનાજના દાણા-ચણ નંખાવે, રંગબેરંગી જાતજાતનાં પક્ષીઓમાં રહેલી પ્રભુની અલૌકિક લીલા જોઇ ખૂબ ખુશ થાય. આવો તેમનો ભાવિક અને પવિત્ર આત્મા હતો.

બાની વ્યાવહારિક બુદ્ધિ પણ બેનમૂન હતી, તેથી કુટુંબ અને સમાજની અનેક પરિચિત વ્યક્તિઓ તેમની સલાહ લેવા આવે, તેમાં જરાયે પક્ષપાત રાખ્યા વગર કે કોઈને પણ માઠું લાગશે, તો શું પરિણામ આવશે? તેની જરાયે દરકાર કર્યા વગર પોતાને જે વસ્તુ સત્ય લાગે, તે છડેચોક બેધડક દિલે કહી દેતાં. આવા પ્રસંગે ભલભલા પુરુષ વર્ગથી પણ ન બને, તેટલી હિંમત ને દઢતા બતાવી, પોતાનો અભિપ્રાય વ્યક્ત કરતાં.

તેમના મૃત્યુદિન પહેલાં બે માસના અરસામાં મારી પુત્રીનાં લગ્ન હતાં, તેને અંગે તેમણે મને જે વ્યાવહારિક સૂચનાઓ, માર્ગદર્શક સલાહો અને ધૈર્યદર્શક વચનો કહ્યાં હતાં; તે કોઈ કાળે પણ ભૂલાય તેમ નથી. એક માતા પોતાના પુત્રને જે વાત્સલ્ય ભાવથી શીખામણો આપે, તેવાં એ પ્રેમાળ વચનો મારા વ્યાવહારિક કાર્યમાં કેટલાં ઉપયોગી અને સુખદ નીવડયાં છે, તે બીજું કોઇ જાણી ન શકે.

હૃદયરોગ અને વૃદ્ધાવસ્થાની અશક્તિથી કેવળ દસજ દિવસની બિમારી ભોગવી છેલ્લે જ્યારે તદ્દન અવાક્ બન્યાં, ત્યારે દેશી વૈદકશાસ્ત્રના નિયમ અનુસાર 'હિરણ્યગર્ભ'ની ગોળી આપી, તેની અસરથી અંતિમ વચનો સાંભળવા કુટુંબી જનોની ઇચ્છા થઈ. પણ દૈવયોગે તે પ્રસંગે તેવી ગોળી તાત્કાળિક ન મળી! છેવટે શ્રી. રણછોડલાલજી મહારાજને પધરાવ્યા. બાને શુદ્ધિ તો હતીજ નહિ. છતાં શેઠજીએ બાના હાથમાં ભેટની રકમ મૂકી મહારાજશ્રીને ચરણે ધરી. 'વારંવાર આવી ભેટો ન હોય' કહીને મહારાજે તેનો સ્વીકાર કરવા આનાકાની કરી. તુરત જ અમારાં સૌનાં આશ્ચર્ય વચ્ચે 'ભેટ તો લેવીજ પડશે' એવાં બાના મુખમાંથી વચનો સરી પડયાં!! આથી સૌને જણાયું, કે આવા દૈવી આત્માઓને ખરી હિરણ્યગર્ભની ગોળી તે સ્થૂળ ગોળી નહિ, પણ સૂક્ષ્મ સ્વરૂપે

રહેલી તેમની ધાર્મિક ભાવના અને ગુરુપ્રેમ એ જ ખરી હિરણ્યગર્ભની ગોળી છે! આ પછી તો મહારાજશ્રીએ પણ 'બા! બા!' કહી બોલાવવાનો પ્રયત્ન કર્યો, પણ નહોતું જાણ્યું, કે તે તેમના જીવનની છેલ્લી પળો હતી. અંત સમય નજીક હોવાનું જાણી તેમના પ્રિય 'શ્રીકૃષ્ણ' નામનો જાપ શરૂ કર્યો. તે સાથે પોતાથી બોલી શકાતું નહોતું, છતાંયે હૃદયસાગરનાં મોજાં 'કૃષ્ણ' નામે વધુ ને વધુ વેગવંતાં બન્યાં. તેમના હોઠના ફરકવાથી તેનો તાદશ્ય ભાસ થતો હતો. અંતે શ્રી હરિનામસ્મરણાવલિમાં રક્ત બનેલો તે દૈવી આત્મા આષાઢી કૃષ્ણ પંચમીની ઘોર રજનિના સવા અગિયાર કલાકે નિજ ધામ શ્રી ગિરિરાજજીની કંદરામાં, શ્રી કૃષ્ણચંદ્રની મધુરી બંસીના તાનમાં ગુલતાન થતો શ્રીજીની સાંનિધ્યમાં સેવાર્થે પ્રયાણ કરી ગયો!!!

ખરેખર! બાએ તો જીવન જીવી જાણ્યું, ને મૃત્યુ પણ જીત્યું! જગતમાં જીવન અને મૃત્યુ હોય તો આવાંજ પુણ્યકારી અને દૈવી હોજો. અસ્તુ.

ભોળાશંકર વ્યાસ





# પ્રેમી હૃદય

હું નાની હતી, ત્યારથી જ બાએ મને પોતાની પુત્રી સમાન લાડ લડાવ્યાં હતાં. મારા ઉપર તેમનો પૂર્ણ પ્રેમ. મારાથી બે દિવસ પણ તેમની પાસે ન જવાય તો બહુ યાદ કરી બોલાવવા મોકલે. આવાં વહાલાં માતુશ્રી નજર આગળથી દૂર થતાં અત્યંત લાગી આવે છે.

પૂજ્ય બા એક અલૌકિક આત્મા હતાં. તેમનામાં દયા બહુ હતી, દીનતા ખૂબ હતી; એ દયા ને દીનતા જગતમાંથી ગૌલોકમાં સીધાવતાં તેમની યાદગીરી અર્થે જેના અનેક સદ્ગુણો આપણા હૃદયમાં વાસ કરી રહ્યા છે, તેવી એ દૈવી વિભૂતિને વારંવાર વંદન હો! એ સિવાય આપણા માટે બીજું સાધન કયું હોય?

બાના સદ્ગુણો, સત્કર્મો, દયા અને વાત્સલ્યતા વારંવાર યાદ આવે છે. કે જે ગુણોથી વૈષ્ણવસમાજ અને સ્નેહીજનોમાં ખ્યાતિ પામ્યાં છે. ને તેને લઇને અનેક ધાર્મિક ઉત્સવો, યાત્રાઓ વગેરેમાં અહર્નિશ યાદ આવ્યા કરે છે. એ દિવ્ય જીવનને ધન્ય છે, કે જે પોતાના મૂલ્યવાન ગુણોથી જ મહાન પદને પામ્યાં હતાં.

ગૃહસંસારનાં અનેક વ્યાવહારિક કાર્યો અત્યંત સરળતા પૂર્વક પાર પડતાં, જેથી સમસ્ત કુટુંબનું એ શાન્તિસ્થાન હતું. એને લીધે જ તેનું સ્થાન સમસ્ત વૈષ્ણવજનતા, સ્નેહીવર્ગ અને કુટુંબીજનોનાં હૃદયમાં નિરંતર દીપશે. એવા પુણ્યશાળી આત્માને અમારાં સહૃદય વંદન ઘટે છે. જીવનની અંતિમ પળ સુધી પ્રભુ નામનો જપ ચૂક્યાં નથી. અલૌકિક લીલા એટલે શ્રી ગિરિરાજધરણ અને શ્રી યમુનાજીની સેવામાં પૂર્ણ પ્રેમભાવે સીધાવ્યાં છે; એ વાત નિશ્ચિત છે. એ પ્રતાપી આત્માને વંદન હો!!

સૌ. ચંદ્રકાન્તા



# દૈવી જીવન

પૂજ્ય બાના ઉજ્જવળ જીવન વિષે હું શું લખું! તેમનું દૈવીજીવન એટલું અગમ્ય અને આદર્શ હતું, કે સૂર્ય સામે દૃષ્ટિ કરતાં આંખો અંજાઈ જાય છે, તે રીતે એ પુણ્યશાળી જીવનમાં ચંચુ કરનારની સ્થિતિ બને છે. છતાંયે આ રીતના કાર્યમાં સહકાર આપવાની મારી પવિત્ર ફરજ સમજીને બે શબ્દો લખવા પ્રયત્ન કરીશ.

યાત્રા, દર્શન સેવા વગેરેમાં કેવળ પોતેજ લાભ લે તેવાં તે સ્વાર્થી નહોતાં. બધે પ્રસંગે અનેક સંબંધીજનો ને કુટુંબીજનોનો સાથ જોઇ પોતે હર્ષઘેલાં બનતાં, ને તેમ કરી બીજાંને અલભ્ય લાભ પ્રાપ્ત કરાવવામાં જ સાર્થકતા માનતાં.

થોડાં વર્ષો પહેલાં તેમની સાથે શ્રીનાથજીની યાત્રાએ જવાનો મને લાભ મળ્યો હતો. ત્યાં ગયા પછી બાનું શરીર અસ્વસ્થ જણાયું, જેથી કેવળ ઓકસીજન પરજ રહ્યાં. આવી ગંભીર સ્થિતિ છતાંયે દર્શન કરવાની ઉત્કંઠા અજબ. અમે તેમને પથારીમાંથી નહિ ઊઠવા માટે અનેક વિનંતીઓ કરી, પણ જેના હૃદયમાં કેવળ હરિદર્શનનીજ તાલાવેલી લાગી હોય, તેને વળી અન્યની શિખામણો ગમે ખરી? તુરત જ પોતાના નિશ્ચયને વળગી રહી અમારાં સૌનાં આશ્ચર્ય વચ્ચે બા ઊઠયાં, ને તેમણે ભાવથી દર્શન કર્યાં! આવાં દર્શન વખતે જુદા જુદા ભાવોની સમજ પાડે, ને ધર્મનાં તત્ત્વો ને ભાવોનું યથા-સ્થિત રહસ્ય સમજાવી, અમારી જિજ્ઞાસુવૃત્તિને સંતોષે.

રોજ વધારે નહિ, તો કેવળ બા સાથે 'જયશ્રીકૃષ્ણ' કરી તેમનું દર્શન કરવામાં અમને અનહદ આનંદ થતો. કામકાજને લઈ એકાદ દિવસ પણ તેમની પાસે ન જવાયું હોય, તો અત્યંત વાત્સલ્ય ભાવથી ઠપકો પણ આપે. વારંવાર પોતા પાસે બેસાડીને સારાં સારાં શિખામણનાં વચનો કહે, ને ધમ સંબંધી નવી નવી વાતો કરતાં થાકે જ નહિ. પોતાના કુટુંબનું એક નાનું બાળક પણ રોજ નાહી, પવિત્ર થઇ, ચરણામૃત લઈ સર્વોત્તમ સ્તો-ત્રનું મનન કરે; તેમ તે ઇચ્છતાં, ને વારંવાર પ્રેરતાં.

શ્રી ગિરિરાજની સમીપે રહી તેમનાં દાસ બની સેવામાં રહેવાની તેમની પ્રબળ ઇચ્છા હતી, જે શ્રીજીએ પૂર્ણ કરી છે. ગિરિરાજની કંદરામાં નિરંતર વસી ધન્યજીવન બનાવી રહ્યાં છે. આવા દિવ્ય ને પવિત્ર આત્માની તો આવી ઉચ્ચ ગતિ જ હોય ને?

બાએ તેમનું ઐહિક જીવન સુધાર્યું, ને તે જ રીતે અલૌકિક જીવન પણ સફળ બનાવ્યું. તેમની પ્રબળ ધાર્મિક ભાવનાઓ આપણાં હૃદયમાં સ્થાન પામો, ને એ રીતે તે દૈવી આત્મા સંતોષ પામો; એ જ અભ્યર્થના.

સૌ. ચંદ્રાવળી



# પવિત્ર મૂર્તિ

પૂજ્ય બાનો પ્રેમ અનહદ હતો, જે હજુ પણ કોઈ રીતે વિસરાતો નથી. જ્યારે તેમની પાસે જઈએ, ત્યારે કોઈ દિવસ પ્રસાદ લીધા વિના પાછાં ફરાય જ નહિ. પ્રસાદ લઈએ, તો જ એમને સંતોષ થાય.

બાને સૌ ઉપર સમાન પ્રેમ હતો. તેમની પાસે બેસીએ ત્યારે ઊઠવાનું મન જ થાય નહિ. પરમ ભગવદિય, દયાળુ અને ઉદાર હતાં, કોઇનું દુઃખ જોઇ શકતાં નહિ. કોઈ દુઃખી માણુસ કંઈ પણુ મદદ લેવા આવે, તો તેનો યથાશક્તિ સત્કાર થયા વગર રહેતો જ નહિ. શ્રી હરિ ગુરુ ને વૈષ્ણુવ ઉપર તેમને સમાન ભાવ હતો. ખરેખર, તેઓ દૈવી આત્મા હતાં.

શ્રી ઠાકોરજીને પણુ અત્યંત પ્રેમભાવથી લાડ લડાવતાં હતાં. એક વખત બગીચામાં સૌના ઠાકોરજીને સાથે પધરાવી હિંડોળાનો મનોરથ કર્યો હતો, તે દિવસની અલૌકિક ઝાંખી તો કોઈ દિવસ ભૂલી શકાય તેમ નથી જ. આ પ્રસંગે શો તેમનો ઉમંગ! શો તેમનો પ્રફુલ્લિત હૃદયભાવ !

બાના જીવનની છેલ્લી પળો તો સદા યે યાદ આવશે. તે વખતે અમે સૌએ તેમને કુમકુમનો ચાંલ્લો કરી પરિક્રમા કરી, ને આશીર્વાદ લીધા! તે પ્રસંગનું બાનું તેજ કંઇ અવર્ણુનીય હતું.

આવા દિવ્ય આત્માને મારા વારંવાર પ્રણુામ હો!

સૌ. આનંદગૌરી





# બાનું સ્મરણ

પૂજ્ય બા આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગૌલોકવાસી થયાં, પણ તેમની મૂર્તિ હૃદયમાંથી જરાપણ વિસ્મૃત થતી નથી. તેમનો સ્વભાવ અત્યંત દયાળુ હતો, ને દરેક ઉપર સરખો ભાવ રાખતાં. ન્હાનાં કે મોટાં, ગરીબ કે તવંગર કોઈ પણ તેમની પાસે વગર સંકોચે જઈ શકતાં, ને તેમને 'બા' કહી સંબોધતાં, તે જ બતાવી આપે છે, કે તેઓ બધાંને સમાન માનતાં હતાં. સૌને ખરા સ્નેહથી બોલાવે, ને બનતી મદદ અવશ્ય કરે.

પૂ. બા તો ગયાં, પણ તેમનાં પવિત્ર સ્મરણો અમારી સામે મૂકતાં ગયાં છે. અરે! ગયાં ક્યાં છે? હજુ પણ અમારી સામે જ છે. દુનિયાદારીમાં નહિ, પણ હૃદયમાં તો છે જ. આવું શીતળ ને વિશ્રાન્તિનું અમૃતભર્યું સ્થાન છીનવી લેવાતાં હૃદયમાં જે દુઃખ થાય છે, તે તો અનુભવે જ લખી શકાય. નાનપણથી જ તેમનામાં ધર્મના સંસ્કાર પડેલા, ને અનુકૂળ સંજોગો મળતાં તે વધારે ને વધારે પ્રફુલ્લિત થયા હતા.

તેમણે ગોકુળ, મથુરા, શ્રીનાથજી વગેરે પવિત્ર સ્થળોએ ઘણી વખત યાત્રા કરેલી, ને કુટુંબના દરેક માણસ કે જેની ઇચ્છા જવાની હોય, તેને ખુશીથી સાથે લઈ જતાં, ને એ રીતે પ્રભુસેવાનો અમૂલ્ય લ્હાવો લેતાં, ને આપતાં. અહર્નિશ પરમાત્માના નામનું રટણ કરતાં, તેમને ભાગ્યે જ કોઈએ નહિ ભાળ્યાં હોય. નવરાશના સમયમાં હંમેશાં પ્રભુ નામનો જપ તેમના મુખે ચાલુ જ હોય. તેમનાં જીવન સૂત્રોમાંનું એક મુખ્ય એ હતું, કે 'આપણી પાસે ચાહે તે મનુષ્ય આવે, તે નિરાશ થઈને પાછો ન જ જવો જોઈએ.' તેમનો એ સ્વભાવ–પરમાર્થવૃત્તિ છેક નાની વયથી કેળવાએલી હતી અમે કોઈ કોઈ દિવસ તેમની પાસે જઈએ, ત્યારે અમને હેતપૂર્વક બોલાવે, પાસે બેસાડે, ને સારી શિખામણો આપે.

છેલ્લાં બે ત્રણ વર્ષથી તેમને મંદવાડના ગંભીર ઉથલા વારંવાર આવતા. પણ તેમની એવી તીવ્ર ઇચ્છા હતી, કે છપ્પન ભોગનાં દર્શનનો લાભ મેળવવો. પ્રભુ કૃપાથી તેઓ મંદવાડમાંથી સાજાં થઈ જતાં આપણને એમજ લાગતું, કે પ્રભુએ તેમનો દેહ આ અપૂર્વ મહોત્સવનાં દર્શનનો લાભ લેવા ટકાવી રાખ્યો હશે. ઇશ્વરે તેમની મનોવાંચ્છના પૂર્ણ કરી, છતાં યે નહોતું જાણ્યું, કે આ તેમનું છેલ્લું વર્ષ હશે! ને ક્રૂર વિધિ અમને છેતરીને અમારો આનંદ લૂટી લેશે!

બાના જીવન વિષે જેમ જેમ વિચાર કરીએ છીએ, તેમ તેમ અમારૂં હૃદય વધારે દ્રવે છે. પણ એટલું તો ખરૂં છે, કે તે મહાન આત્માને અમે પૂરો પિછાની શક્યાં નહિ. અંતે તેમને યથાશક્તિ નિવાપાંજલિ અર્પી કૃતાર્થ થઉં છું.

સૌ. યશોમાલતી





# પૂજ્ય બા

સવારના પહોરમાં ત્રણ વાગ્યા ને ટેલીફોનની ઘંટડી વાગી, ને સફાળી ઊઠીને દોડી. 'શું હશે ?' ઘડીભરની એ બેબાકળી દશામાં અનેક તર્કો વીજળી વેગે પસાર થઇ ગયા. ને ખબર મળી, કે બાની તબિયત બહુ નરમ છે. મનની એ ફાળ સાચી પડી. ને....તે જ દિવસે સવારની ગાડીમાં મુંબઇથી રવાના થઈ હું અમદાવાદ આવી. ઘેર આવી પૂ. બાને જોયાં, તો તદ્દન સુષુપ્ત દશામાં! સવારે પ્રણામ થયા, ને તે પછી તો એક અઠવાડિયું તેમની પાસે રહેવા ભાગ્યશાળી બની.

એમની માંદગીમાં એમના મુખની પ્રતિભા દિવસે દિવસે જાણે વધતી જ જતી હોય તેમ લાગતી, ને ક્ષણભર આપણી પામરતાનો ખ્યાલ કરાવી કોઇ મહાન તત્ત્વની સાંનિધ્યમાં મૂકી દેતી. પળે પળે જાણે પરમ કૃપાળુ પરમાત્માની વધુ ને વધુ નજીક જતાં હોય, ને દુન્યવી માયાને મૂકી આનંદમાં મળી જવા વધુ તત્પર હોય, તેમ કોઇ પ્રકારનાં દુઃખો કે રોગો કાંઇપણ એમના શરીરમાં રહ્યાં ન હતાં. અખંડ શાંતિ એમના મુખ પર તરવરતી. એ પ્રતિભા, એ તેજ, એ શાંતિભર્યું ઓજસ હજુએ તેમની યાદ થતાં નજર આગળ બરાબર ખડાં થાય છે, ને પરમાત્માના સ્વકીય જનની મૂર્તિરૂપ લાગતાં મનથી જ એમના સ્વરૂપને પ્રણામ થઇ જાય છે.

પૂ. બા તે જાણે સૌનાં બા હોય, તેમ લાગતું. પ્રત્યેક પરના તેમના સમભાવથી તે દરેકને વશ કરી લેતાં. નાનું મોટું, નજીકનું કે દૂરનું, ગરીબ કે તવંગર; સૌ તેમને સરખું. સર્વ પ્રત્યે સમદૃષ્ટિ. સૌને તે એવી રીતે રાખે, કે બધાંને જ લાગે, કે બાનો મારા પર વધુ ભાવ છે, મારા તરફ જરા વિશેષ પક્ષપાત છે; પણ તેમને મન તો સૌ સરખું જ હતું. બાની પાસે કંઇપણ ફરિયાદ લઈ જવી હોય, તો નાનાંથી મોટાં સુધી સૌની હિંમત ચાલતી. સૌને તેનો યોગ્ય ન્યાય મળતો જ, એટલે બધાંનાં બહુ જ 'વ્હાલાં બા' થઈ ગયાં હતાં.

ઘરમાં કોઇ પણ માણુસ પગ મૂકતાંની સાથે એ જ પ્રશ્ન કરે, કે 'બા છે ?' મારાથી પણ તેમજ જ્યારે જ્યારે મુંબઈથી આવું, ત્યારે પહેલાં એમજ પૂછાઇ જવાતું, કે 'બા ઊઠયાં છે ?' ઘરમાં આવતાં જ સૌ પહેલાં બાને જ મળવાનું મન થાય. અર્ધો પોણો કલાક પોતા પાસે બેસાડી, માતાનો વ્હાલસોયો હાથ માથે ફેરવે, ને બધી જ ખબર પૂછે, ત્યારે જ એમને શાંતિ થાય. એમની એ વાત કરવાની વ્હાલભરી રીત યાદ કરતાં તો અમ સૌ કુટુંબી જનોને જરૂર રડાવે જ. સૌનાં સુખદુઃખ સાંભળવાને સદા તત્પર હોય. કોઈનું જરાપણ દુઃખ જાણે, તો એના માટે ખૂબજ જીવ બાળે, ને એનો કાંઈ રસ્તો કરવા પ્રયત્ન કરે જ. સંતાનોને સુખી જોઇને તો એ એટલાં બધાં ખુશી થતાં, કે કોઇ કોઈવાર તો બહારનું કોઇ આવે, તો પણ આનંદમાં એ જ વાત કરવા માંડતાં.

બહાર ગામ જતાં હોઈએ, ત્યારે બાની એ વ્હાલભરી વિદાય તો હજુ યે સાંભરે છે. કોઇ દિવસ કંકુનો ચાંદલો કર્યા વગર કે વિદાયગીરી લીધા વગર ઘરમાંથી કોઇપણ બહાર ગામ ગયું હોય, તેવું તો બન્યું જ નથી. ત્યારે બાના હેતનો ખરો ખ્યાલ આવતો. ઘરમાંથી કોઇપણ બહાર ગામ જાય, ને થોડા દિવસ માટે તેમનાથી વિખૂટું પડે, તે તેમનાથી સહન ન થતું. ને ઘડીભર વ્હાલી એ માની આંખોમાં અશ્રુ આવી જતાં.

આ બધું કેટલું યાદ કરૂં ? એની ખોટ તો ઘડીએ ને પગલે યાદ આવે છે, ને આવશે. કાર્ય કરવાની ધગશ, ને દૃઢનિશ્ચયીપણું તો તેમનું જ. ધાર્યું કરે જ, ને પ્રભુકૃપા તેને મદદ પણ કરે ! વળી એમણે તો નિત્ય નિત્ય નવા નવા મનોરથો કરી એમના લાડીલા શ્રી ઠાકોરજીને ખૂબ ખૂબ લાડ લડાવ્યાં છે, ને પરમ કૃપાળુ શ્રી મહાપ્રભુજીનાં એ જ લાડીલાં બની લાડ લડાવવા કે લાડ લડવા અમ સૌને મીઠુ વ્હાલપ યાદમાં મૂકી જતાં રહ્યાં, એવાં એ બા હવે ક્યાં મળવાનાં? હતાં ત્યાં સુધી પૂરાં ન ઓળખ્યાં. કેટલી યે વાર જાણે અજાણે દુભવ્યાં હશે, ને અમ બાળકોની છોકરમત જણાઇ હશે. પણ બા ! તમે તો તે સૌ માફ કરતાં. બા ! અહીં સંભાળ રાખતાં, તેવી અમારી ત્યાંથી પણ સંભાળ નહિ રાખો ?

સૌ. સુલોચના



# ધર્મપ્રાણ બા

પૂજ્ય બાની સાથેના મારા ચૌદ વર્ષના સંસર્ગમાં તેમના ઉદાર ને માયાળુ સ્વભાવનો મને ઘણો જ અનુભવ થયો છે. પુષ્ટિમાર્ગીય મંદિરો વૈષ્ણવો તેમજ ગોસ્વામી બાળકો પ્રત્યેનો પ્રેમ અનહદ હતો. ને પોતાની ખાનગી આવકનો ઘણો ખરો ભાગ તેમાંજ વાપરતાં હતાં, ને બાકીની રકમ સાંસારિક કાર્યમાં વાપરતાં.

શ્રીજીના સાંનિધ્યમાં રહેવા તથા શ્રી વ્રજલીલા નિહાળવા તેમનું હૃદય હરહંમેશ તત્પર રહેતું; જેના પરિણામે શ્રી નાથદ્વારા તથા મથુરાની યાત્રાએ વારંવાર જતાં. ત્યાં મંદિરો વૈષ્ણવો ને ગૌસ્વામી બાળકોમાં બહોળા હાથે દ્રવ્ય વાપરતાં હતાં. પૈસાને તેઓ કાંકરા સમાન જ ગણતાં. પોતાનાં નામ ઉપરના શેરોનું વ્યાજ તથા કમીશન વગેરેની આવક આવવાની હોય, ત્યાર પહેલાં જ અગાઉથી તે રકમો વપરાઈ જતી. તેમના નામ (લક્ષ્મીબા) પ્રમાણે તેમની પાસે લક્ષ્મી રહેતી નહોતી, પણ નિરંતર સારા માર્ગમાં જ વપરાતી હતી.

પુષ્ટિમાર્ગના પ્રત્યેક નાના મોટા ઉત્સવો અનહદ પ્રેમથી તથા તનમન ને ધનથી ઉજવતાં. શ્રી ઠાકોરજીની સેવા કરવી, શ્રી નટવરલાલ શ્યામલાલ ને શ્રી ગુસાંઈજી મહાપ્રભુજીનાં દર્શન કરવાં, તેમજ ધાર્મિક ઉત્સવો માટે અગાઉથી સામગ્રી વગેરે મોકલવાનો બંદોબસ્ત કરવો; તે તેમનું દરરોજનું કાર્ય હતું. મતલબ કે તેમનો જીવ સેવાનો જ હતો.

મારામાં તેમને ઘણોજ વિશ્વાસ હતો, જેથી મંદિરોએ તેમજ તપેલીમાં સામગ્રી મોકલવી, ને શ્રીજી તેમજ અન્ય સ્થળોએ વારંવાર મેવાના કરંડીઆ મોકલવા; વગેરે સેવાનું કામ મને જાતેજ કરવાનું કહેતાં હતાં. આમ થવાથી મને તનની સેવા મળતી હતી, ગૌસ્વામી બાળકોનાં દર્શનનો લાભ મળતો, ને અનાયાસે શ્રી ઠાકોરજીનાં દર્શનનો લાભ પણ પ્રાપ્ત થતો.

વૈષ્ણવો પ્રત્યે તેમને ઘણોજ ભાવ હતો. જો કોઇ સીઝતો વૈષ્ણવ તેમની પાસે આવતો, તો તેને કદી નિરાશ કરતાં નહિ. પોતે મરજાદી વૈષ્ણવ નહોતાં, પણ ખરા મરજાદીના

જેટલીજ ચોકસાઈથી ને પ્રેમથી શ્રી ઠાકોરજીની સેવા કરતાં. તેમના સેવા પ્રત્યેના ભાવથી ગૌસ્વામી બાળકો પણ સ્વમુખે વખાણ કરતા. માયાળુ ને નિખાલસ સ્વભાવને લઇ તેમજ તનુજા, વિત્તજા સેવાથી તેમને સૌ 'બા' નાં સંબોધનથી બોલાવતાં. જો કોઇ ગોસ્વામી બાળક રાજનગરમાં પધારે, તો તેમનાં ચરણસ્પર્શ કરી યથાશક્તિ ભેટ સામગ્રી વગેરેથી સન્માન કરવાનું કદી પણ ચૂકતાં નહિ. ખરેખર તેમણે તો પોતાનું જીવન સફળ જ કર્યું છે.

આમ પ્રભુભક્તિ અને સેવામાંજ દિવસો નિર્ગમન કરવા છતાં સાંસારિક કાર્યોમાં પણ તેટલોજ ભાવ હતો. આખા કુટુંબ પર તેમનું વર્ચસ્વ સારૂ હતું. કુટુંબનાં નાનાં મોટાંની નિરંતર ખબર રાખતાં. કુટુંબીજનો સિવાય નોકરો પ્રત્યે પણ સારો ભાવ રાખી પોતાના માયાળુ ને ઉદાર સ્વભાવને લઈ સૌમાં પ્રિય થઈ પડચાં હતાં.

વ્યાવહારિક કાર્ય કરતાં છતાં સંસારથી તદ્દન નિર્લેપ હતાં, તે તેમના અવસાનની છેલ્લી ઘડી ઉપરથી સાબિત થયું છે. છેક છેલ્લી પળો સુધી સ્વમુખે પ્રભુનામ સ્મરણ ચાલુ જ હતું. અંતે ગૌસ્વામી બાળકોનાં દર્શન કરી, પ્રસાદી યમુનાજળનું પાન કરતાં આ દુનિયા છોડી નિકુંજમાં સિધાવ્યાં. પરમ કૃપાળુ પરમાત્મા એમના અમર ને દિવ્ય આત્માને નિકુંજની લીલામાં ઓતપ્રોત રાખે; એવી નમ્ર પ્રાર્થના છે.

**ચુનીલાલ પારેખ**





# માતૃત્વ

વિશાળ માતૃત્વની એ મૂર્તિ વિષે શું લખું? તેના હૃદયભાવોની છોળો સમસ્ત કુટુંબને ભીંજવતી. તેની અમીદૃષ્ટિ વિશાળ કુટુંબ પર અમીધારાઓ વરસાવતી. એજ ખરી માતૃત્વની ભાવના. તેને લઈને જ હરકોઈ વ્યક્તિ તેમના પ્રત્યે આકર્ષાતી, ને તેના દૈવી પૂરમાં તણાતી.

માતૃત્વની વિશાળતા સાથે દયાનો સંયોગ અદ્‌ભુત હતો. જીવનના પ્રત્યેક કાર્યમાં દયા એવી સરસ રીતે ગુંથાએલી રહેતી, કે તે 'દયાસાગર' બન્યાં હતાં. કોઈપણ પરિચિત કે અપરિચિત વ્યક્તિનું દુઃખ જોઇ સાંભળી તેમનાં અશ્રુ ભીંજાઇ જતાં. તેમના પ્રતિ હાથ લંબાવવા પ્રેરાતાં, ને મમતા અવર્ણનીય બનતી, જેથી દુઃખીનાં દુઃખો આપોઆપ દૂર થતાં; આ રીતે અનેક હૃદયો શાંત થતાં.

જગતમાં પૈસો એ મનુષ્ય માત્રને અહંભાવી ને મિથ્યાભિમાની બનાવે છે. પણ આ દયામૂર્તિમાં તેથી ઉલટું હતું. શ્રીમંત છતાંયે શ્રીમંતાઈનો ડોળ ન હતો. સર્વવ્યાપી સ્નેહ હતો. મિથ્યાભિમાનને સ્થાને નમ્રતા હતી, જેથી તેમની સરળ ને દીનતાભરી મૂર્તિ સૌ કોઈના હૃદયના અગમ્ય ખૂણામાં કોતરાઈ જતી, ને તેના પ્રભાવે આપણા હૃદયમાં રહેલો અહંભાવ કે મિથ્યાભિમાન આપોઆપ દૂર થતાં.

આ ઉપરાંત એ પ્રાતઃસ્મરણીય આત્મામાં ધર્મ ઉપર અડગ શ્રદ્ધા હતી, ને તેની પવિત્ર ભાવના નજરે પડતી હતી. આ આત્મબળને લઈને જ તેમનું જીવન સામાન્ય મનુષ્ય કરતાં ઉચ્ચ કોટીનું હોય, તેવી સૌને ખાત્રી થતી. વૃદ્ધ છતાંયે યુવાનને પણ શરમાવે તેવી રીતે પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓમાં તલ્લીન રહેતાં, ને તેમની એ આસ્થાએ જ પોતાના કુટુંબ પર કોઇ અનેરો છાપ પાડી છે; એમાં શંકાને સ્થાન જ નથી.

આવી ભવ્ય મ તૃત્વની મૂર્તિ, દયાને ધર્મની પ્રતિમા એકાએક અમારા કુટુંબમાંથી અદૃશ્ય થઇ છે, પણ તેનાં વાવેલાં બીજોથી તે અમારા જીવનમાં નિરંતર ચિરંજીવી જ રહેશે, ને અમારાં જીવનને શુભ રસ્તે દોરશે; તેમાંજ એ દિવ્ય જીવનની મહત્તા રહેલી છે.

પ્રબોધ



# સ્મરણાં

"હાસ કાલે જે હતું, હાસ તે આજે લસે,
સિત તરંગો બંધુ મુજ, કરજો ક્ષમા ઉર ના હસે.
કાલ્ય ને દિન આજનો, ભેદ એમાં શું પડયો?
નાચતું ઉર થંભિયું, ગૂઢાર્થ એ કોને જડયો!"

મૃત્યુ અને જીવનના ગહન પ્રશ્નો જગત્કર્તાની મહાન યોજનાનો સંકેત. 'મૃત્યુ શાને? અને જીવનની કરુણતા મૃત્યુમાં જ છે કે નહિ?' એ બધું વિચારવા બેસતાં મન કાબૂમાં નથી રહેતું. હું તો આજે મારી ખોવાઈ ગએલી મૃત્યુને ખોળે ગએલી માતાનું એ સ્નેહાળ મુખડું જોવા, તેમના માતૃહૃદયની છેલ્લી આશિષ લેવા તલસું છું. લાવી આપશો કોઈ મ્હારૂં ખોવાએલું એ અમૂલ્ય રત્ન? કોઈ કહેશે, એમને કયાં શોધું? ચંદ્રની જયોત્સ્નામાં, રવિના અઢળક તેજમાં હું તેમને શોધું છું. ચંદ્રની શીતળતામાં કે સૂર્યના મધ્યાહ્નના પ્રખર તાપમાં શોધતા છતાં આજે તે નથી જડતાં!! આજે જ શું એ દિવસ આવી ગયો, કે મારૂં હૃદય 'બા! બા!' પુકારે છે, છતાં તે જવાબ નથી આપતાં? ના ના, એમ તો છેક ન જ કહેવાય. એ દિવ્યમૂર્તિ પ્રભુને ત્યાંથી આવી હતી, અને પાછી ત્યાં ચાલી ગઈ!! વઢતી, બોલતી, તોયે વત્સલતાથી ઉભરાતી સ્નેહાળ મૂર્તિ મારી આંખો ખોળે છે, છતાં એ તો વ્યર્થ ફાંફાં જ છે. જીવનનું અમીબિન્દુ આજે ઓસરી ગયું.

પ્રભુ! તું તારી જાતને દયાળુ કહાવે છે, તારા ગુણોમાં સૌથી મોટો ગુણ 'દયા' છે. છતાંયે મૃત્યુરૂપી વિરહથી જીવનની કરુણા તેં શાને વધારી? પણ હું માર્ગ ભૂલ્યો. શું વિશ્વમાં સદાયે સુખદુઃખનું યુદ્ધ મચ્યું જ રહેવાનું? એ સુખદુઃખના તેજછાયાના નૃત્યમાંથી તેજ જ શાને ન જોવું? બા કોઈ સામાન્ય આત્મા ન હતાં. તેમની અલૌકિક ઈશ્વરશ્રદ્ધાનું ન્હાનું બિંદુ પણ તેમનાં બાળકો માટે બસ છે. હવે આ વિલાપ નહિ કરૂં. ખોટ પ્રભુએ જ મોકલી છે, તો તેને વધાવી લઈએ. અમારા સ્વાર્થ ખાતર બાની એ અચળ શ્રદ્ધામાં શાને અવિશ્વાસની નજરે જોવું?

આ બ્રહ્માંડ તો પરમાત્માનું અનંત સંગીત છે. વિવિધ સૂરો તો સંભળાય જ, પણ એ સૂરોમાં આપણો સૂર ભળી જાય, તો કેવું સારૂં?

"ઈશ ઇચ્છા સંગમાં, ભેળું ઈચ્છા માહરી,
બે પ્રવાહો એકઠા થાતાં મધુરતા છે ખરી."

એક જ સૂરે વહેતા આ જીવનના સંગીતક્રમમાં મારા રૂદન માત્રથી જ બેસૂરતા હું નહિ આણું.

"સ્નેહથી સૌજન્યથી, ઉર ઉદાર પણ થકી,
સર્વને પ્રિય તું થઇ, આનન્દવર્ષી વદનથી."

બા! તમારા ગુણોની વાત કરતાં હૃદય સંતોષાતું નથી. તમારી હયાતીમાં તમારો આટલો બધો ઉચ્ચ આત્મા ઓળખી શકાયો નહિ. પણ આજે તમારા હૃદયની પવિત્ર લાગણી, કુટુંબવાત્સલ્ય, પ્રભુપરાયણતા ને મનની ઉદારતા; બધું શું સંભારૂં, ને શું ભૂલું? ધૈર્ય, સહનશક્તિ ને શ્રદ્ધા; એ ત્રણનો સુસંયોગ કેમ જાણે મૂર્તિમંત સ્વરૂપે તમારામાં ન આવ્યો હોય! તમારાં નેત્રોમાંથી નીતરતી સ્નેહધારામાં અખંડ વિશ્વાસથી ને અખૂટ આનંદથી અમે બાળકો સ્નાન કરતાં હતાં. તમારા એક જ હાસ્યથી આખા કુટુંબમાં હાસ્યની છોળો ઊડતી. તમારા સ્વભાવની સુવાસ આ નંદનવનને સુવાસિત કરતી.

તમારા અતિથિસત્કાર જેમણે ચાખ્યા છે, તે કોણ ભૂલ્યું છે? અન્નપૂર્ણાની પેઠે જનની સમા ઉમળકાથી જમાડવામાં તમે કોઈ વિરલ આનંદ માણ્યો છે. આર્યભાવનાની ઝાંખી એ આતિથ્યમાં સમાઈ છે, ને તે ઝાંખી ચિર ને અનંત બની ગઈ છે.

બા! તમારી આટઆટલી ઉજ્જવળ જીવનરેખા, તમારૂં પવિત્ર ઉચ્ચ જીવન ને મૃત્યુખોળે પણ સૌભાગ્યમાં મ્હાલતાં તમે પ્રભુ પાસે ભલે ગયાં. તમારા માટે બીજું સ્થાન ન હતું. અહીંનાં અધૂરાં કર્મ માટે, અધૂરી આશાઓ માટે, શોકને સ્થાન નથી. ત્યાં તો પૂર્ણતાને પામશો જ ને? તમારી શિખામણો, અમૂલ્ય જ્ઞાનભંડાર અને સંપની નીતિ સદાયે પાળવાને પ્રયત્નો કરીશું.

બા! તમારૂં મૃત્યુ મૃત્યુ નથી. માત્ર જીવનનું રૂપાન્તર છે. અનંતતામાં ભળી જવા જેવું છે. અમારૂં આ રુદન ભલે હંમેશને માટે ચાલુ રહે, અમારાં અશ્રુબિંદુઓ ભલે વહી રહે, જેથી અમારી એ મોંઘી માતાનાં એ દિવ્ય સ્મરણો નિરંતર તાજાં જ રહે.

બા! અનંતતાના આકાશમાંથી તમે શુક્રબાળા સમાં ઊગ્યાં, ને એ જ અનંતતાના વાદળ પાછળ પાછાં આથમી ગયાં!!

નવનીત



# સ્મરણાં કે સાક્ષાત્

પૂજ્યશ્રી બાનું નામ લેતાં જ લાગે છે, કે જાણે સામે જ બેઠાં છે. હસે છે. સૌ બોલાવે છે, પણ બોલતાં નથી. બોલો! સાંભળવા ઘણી જ આતુરતાથી જોઈ રહ્યો છું. કાનમાં ગુંજારવ થાય છે, કે જાણે બોલે છે. પરંતુ સ્પષ્ટ વસ્તુ નથી સંભળાતી. ભલે. તો પણ સંતોષ માનવો પડે છે.

પૂજ્ય બાને માટે શું લખવું? તેની સમજ પડતી નથી. શું લખું? ગુણગાન? તે તો બધાંએ કર્યાં છે, ને કરશે.

આબાલવૃદ્ધ સૌનાં 'બા'. કોઈના પ્રત્યે ભેદભાવ નહિ. બધાંય બસ કુટુંબીજન. સમસ્ત જગત્ તેજ કુટુંબ. ભલે નાનું બાળક હોય, કે વૃદ્ધ હોય, હેતથી સૌને બોલાવીને વાત કરે, દરેકની સાથે માયાળુપણે વર્તે, ગમે ત્યારે–ગમે તે વખતે તેમની પાસે જઈને બેસીએ, ત્યારે શાંતિ, વિરામ. સૌનું વિરામનું સ્થાન. નહિ કે એકલાં સગાંઓનું જ. પરંતુ તે ક્યાં? ભલે ચર્મચક્ષુઓથી ન દેખાય, પણ અંતરમાં તો હંમેશને માટે પોતાની યાદ મૂકતાં ગયાં છે. સવારે બપોરે સાંજે–ગમે તે સમયે પણ એકવાર જઈને મળીએ, ત્યારે જ પરસ્પર આનંદ થાય. પાસે બેસાડે, શિખામણ આપે, સમજાવે, ખબર પૂછે. તેમની નિઃસ્વાર્થ સલાહ કોને ગમી નહિ હોય? દરેકને સમજાવીને આશ્વાસન આપે. કોઈનું સહેજ પણ દિલ દુભાવા દે નહિ. પરંતુ બીજાંનું દુઃખ જોઈને સામાંને હિંમત આપીને સાચી જ સલાહ આપતાં. જો કે આ બધું હું કોણ લખનાર? પણ સહેજ લખાઈ જાય છે. યાદ આવતાંની સાથે જ સઘળું આંખ આગળ સાક્ષાત્ તરી આવે છે.

તેઓશ્રીનો પ્રભુ પ્રત્યેનો પ્રેમ નાનપણથી જ અજબ હતો. અમારા ઉપર જે ધાર્મિક સંસ્કારો પાડ્યા છે, તે જીવન પર્યંત રહેવાના. શ્રદ્ધા એવી અચળ કે પ્રભુ પ્રત્યેના મનોરથો પૂર્ણ કરવામાં જ આનંદ માને. પ્રભુની સેવા તેજ તેમનું સર્વ કામ. રોજનો નિત્યનિયમ તે પણ પ્રભુ પ્રત્યેનો જ. શરીર સારૂં હોય, કે નહિ, પણ સેવા તો ખરી જ. ભક્તિ

પણ એવી અચળ કે સૌને તેમના પ્રત્યે સદ્ભાવ ઉપજે. વૈષ્ણવ ઉપર પણ અનહદ પ્રેમ. સૌને રાજી રાખે. શ્રીનાથજી અને શ્રી વ્રજ એ તેમનાં પ્રિયસ્થાન હતાં. વારંવાર યાત્રાએ જતાં, અને મનના મનોરથ પરિપૂર્ણ કરતાં, ને સૌને તેનો આનંદ આપતાં. શ્રીવ્રજની પરિક્રમા પણ બહુ વાર કરી, ને અનેરો આનંદ લૂટચો!

'પૈસા! તે તો શી ચીજ છે? તદ્દન તુચ્છ વસ્તુ છે.' આમ વારંવાર કહેતાં, ને છૂટા હાથે પૈસાનો સદુપયોગ વારંવાર કરતાં. પૈસા સામું જોતાં પણ નહિ, ને તેનો વ્યય કરવામાં જ આનંદ પામતાં.

વળી સાંસારિક બાબતોમાં પણ સૌને એટલી લાગણીથી ને સરળતાથી શિખામણ આપતાં, કે સૌને તેમની વાત તુરત રૂચતી, ને તે મુજબ સૌ વર્તતાં.

હા! પણ હવે તે બધું કોણ કહેશે? તે તો શ્રીની પાસે હંમેશનો આનંદ લૂંટવા ગયાં! ને આપણા માટે ભલી યાદગીરી જ મૂકતાં ગયાં. સાચી શિખામણો તથા સુસંસ્કારોને લઈ બા વારંવાર યાદ આવે છે. કદાચ સ્વાર્થને લઇને હશે, કદાચ આશ્વાસન લેવા હશે, કદાચ શિખામણ લેવા હશે, કે પછી હંમેશની તેમની પાસે બેસવાની ટેવને લીધે હશે. કોણ જાણે? પણ તેમના જેવો વાત્સલ્ય પ્રેમ હવે કોણ દર્શાવશે?

શી ખબર કે બાનો આ મંદવાડ છેલ્લો જ હશે? સર્વે માનતાં હતાં, કે આ વખતે પણ સારૂં થઇ જશે. ગયા વર્ષે પણ મંદવાડ આવેલો, અને સાજાં પણ થયાં હતાં. જો કે સમય જતાં આશાનાં કિરણો ઓછાં થતાં હતાં, ને અંતે સર્વે કિરણો જતાં રહેતાં. અંતે તો અંધકાર અગાધ થઇ ગયો. તે છેલ્લો દિવસ! તે સંધ્યાનો સમય! જેમ જેમ સૂર્યદેવનાં કિરણો ઓછાં થતાં ગયાં, તેમ તેમ અમારી આશાનાં કિરણો પણ સંતાવા માંડયાં. અને તે રાત્રિ! 'શ્રીકૃષ્ણ: શરણં મમ'ની એકધારી ચાલુ ધૂન! જાણે સઘળું વાતાવરણ નિર્મળ પવિત્રતાથી છવાઈ ગયું હતું!! સવારની ભવ્ય યાત્રા અને સતત પ્રભુ નામના ઉચ્ચારો! હજુ પણ યાદ આવે છે. તે સ્મરણ તાજાં જ છે, અરે! સાક્ષાત્ છે.

અંતમાં પૂજ્ય શ્રી બાના ચરણની સમીપ રહેવાની ઇચ્છા સેવતો તેઓને પ્રણામ કરૂં છું.

**લલિતમોહન**



# દિવ્ય મૂર્તિ

જગતમાં હંમેશાં અનેક જીવો જન્મે છે, ને અનેક મૃત્યુને ખોળે પોઢે છે. પરંતુ અમુક જ જીવો પોતાની અનેક દૈવી શક્તિઓને લઇને આપણા હૃદયમાં હંમેશને માટે સ્થાન મૂકતા જાય છે. પૂજ્ય બામાં પણ એવી અનેક દૈવી શક્તિઓ હતી. તેમનો વાત્સલ્યભાવ, શબ્દે શબ્દે નીતરતી માયાળુતા, નમ્રતા અને દયા સાધારણ માણસમાં ભાગ્યે જ માલૂમ પડે છે. આવી પ્રાતઃસ્મરણીય વ્યક્તિના ગુણો સંભારતાં જ તેમની દિવ્યમૂર્તિ આપણી સમક્ષ નજરે પડે છે.

વળી બાની અથાગ અને અવિચળ ધર્મ પરની શ્રદ્ધા! તેનું યથાસ્થિત વર્ણન કોઈ દૈવી આત્મા જ કરી શકે. મતલબ કે ધર્મ ને ઈશ્વર ઉપરની શ્રદ્ધા તો ખરેખર અજબ જ હતી, એટલું કહેવું જ બસ છે.

નવીનચંદ



# બા-મારી નજરે

કોઇક નજીવી ભૂલનો ભોગ થઇ મૃત્યુલોકમાં આવેલાં બા — મૂળ તો ગૌલોકનાંજ. પણ અહોભાગ્ય તો આપણાં જ કે તે ભૂલ આપણને આશીર્વાદ સમી થઈ પડી! અને બાના સ્વરૂપમાં ગૌલોકના એ દૈવી જીવની આપણને સહેજે ઝાંખી સાંપડી, ને તેથી આપણાં જીવન સાર્થક થયાં.

બાનું જીવન કેવળ પ્રભુમય. પ્રભુભકિતમાં સદાય મગ્ન રહેતાં. સંસારસાં રહીને લૌકિક વ્યવહાર પણ સાચવતાં. બા તો દૈવી હતાં. અલૌકિક તેજપુંજમાંથી વિખૂટું પડેલું એ કિરણ હતું. તેમના પૂર્વજન્મના દૈવી સંસ્કારોથી તેમને સઘળું સહજ હતું.

બાનું જીવન એટલે ભકિત, પવિત્રતા, સેવાપરાયણતા, સાદાઈ અને માયાળુતાનું સુયોગ્ય સંમિશ્રણ; કે જે આ લોકમાં એકી સાથે કોઈ પુણ્યશાળીમાંયે નજરે પડતું નથી. છતાંયે બાના મૃત્યુલોકના જીવનનું રહસ્ય કેવળ અણઉકેલજ રહેશે.

અંતે એટલુંજ કે બા ગૌલોકનાં હતાં, ને ગૌલોકમાં ગયાં!!

કોટિ કોટિ પ્રણામ હો એ વિભૂતિને!!

ગુણવંત મકીમ






# મારાં બા

મારી બાલ્યાવસ્થામાં જ મારી અમ્મા મને છોડીને ચાલી ગઈ! પરંતુ ઈશ્વરે તો મારી એ માતાને સ્થાને બાને જ નક્કી કરી રાખ્યાં હતાં. જેથી માતવિહોણાં અમે બાની પાસે જ ઉછરી ને મોટાં થયાં. તેઓ મારી એકલીનાં બા નહોતાં, પરંતુ આખા કુટુંબનાં, સમાજનાં ને જગતનાં બા હોય, તેવાં તેમનાં સમભાવ ને વાત્સલ્ય હતાં. તેઓ મને તેમની પોતાની પુત્રી જાણીને જ ઉછેરતાં. મારા પરનો તેમનો પ્રેમ અવર્ણનીય હતો.

કોઈ કોઈ વખત તો મને 'મારી લાડકી' કહીને બોલાવતાં. વળી મારી દસ વર્ષની ઉમર સુધી તો મારું નામ 'દમયંતી' હતું, પરંતુ દમયંતીની વાર્તામાં તેને બહુ દુઃખ પડયું હતું તેથી બાએ મારું નામ બદલીને 'મનોરમા' રખાવ્યું. તે પોતાનું આખું જીવન પ્રભુમય ગુજારતાં. તેમનું જીવન એક આદર્શ જીવન હતું. હૃદય અત્યંત પ્રેમાળ અને નિખાલસ હતું.

બાનો બાળકોને ખવરાવવાનો આગ્રહ અથાગ હતો. કોઇ જમે એટલે એમને સંતોષ. તેમની એક રીત ઘણીજ સુંદર હતી. અમને દરરોજ પૂછતાં કે 'તમે ખાધું કે નહિ?' જો નકારમાં ઉત્તર મળે તો તેમના અત્યાગ્રહથી અમારે ફરજિયાત જમવા બેસવું જ પડે.

વૃદ્ધાવસ્થાને લીધે તેમના શરીરનાં ગાત્રો છેલ્લાં ચારપાંચ વર્ષથી તદ્દન જીર્ણ થઈ ગયાં હતાં. કોઇ વખત તો કાળને પણ તેમની પાસેથી પાછું જવું પડયું હતું. પરિક્રમાઓ, છપ્પનભોગ જેવા ધાર્મિક ઉત્સવોનાં દર્શન અને જાતજાતના મનોરથો કરી નવી નવી જાત્રાઓમાં તેમને ખૂબ આનંદ થતો. ને ઈશ્વરેચ્છાથી તેમની બધી અભિલાષાઓ પરિપૂર્ણ કરી શકયાં હતાં.

તે પાણી કે ખોરાક વગર રહી શકતાં, પરંતુ તેમની દરરોજની સેવા વિના નહોતાં રહી શકતાં. પોતાને આંગણે આવેલો ભિક્ષુક કદી પણ સંતોષાયા વગર રહેતો જ નહિ. તેમને તો પોતાના ઠાકોરજી અને તેમના ભક્તો–વૈષ્ણવો જ વ્હાલા હતા. તે સિવાય તેમનું મન બીજે બહુ ઓછું ચોંટતું.

થોડા વખત પહેલાં અમદાવાદમાં 'સંત તુકારામ'નું નામ ઘેરઘેર ગવાઈ રહ્યું હતું. ફિલ્મમાં ભક્તિનું આબેહૂબ ચિત્ર અને તે સાથે ભક્ત માટે પ્રભુ કેવું વિમાન મોકલે છે? તેનાં દશ્યોનાં વર્ણનો સાંભળીને બા તો તે ફિલ્મ જોવા માટે તરતજ તૈયાર થયાં! આખી જિંદગીમાં બોલતી ફિલ્મ કયારેય જોએલી નહિ. વળી પોતાનું શરીર પણ અશક્ત હોવાથી નીસરણી ચઢીને સીનેમાગૃહમાં જઈ શકાય તેમ નહોતું. છતાંયે હિંમતથી નીસરણી ચઢી ફીલ્મ જોઈ!! જોતજોતામાં તો તેમની આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં! છેવટે તુકારામને સદેહે લેવા આવેલું વિમાન જોઈને તો બાને એમ જ ઝંખના જાગી, કે મારે તો આવા જ વિમાનમાં જવું છે! કેટલી બધી અજબ શ્રદ્ધા અને આશા! છેવટે તેમની અથાગ ભક્તિ અને નિઃસ્વાર્થ સેવાથી અત્યારે તે પદવી પ્રાપ્ત કરી છે. તેવા દૈવી આત્માની જગતમાં જોડી મળવી દુર્લભ છે. ખરેખર તેમના વિના તો અમને સર્વત્ર સૂનું સૂનું જ લાગે છે.

એક સંધ્યાએ પોતાના શયનગૃહમાં ફરતાં અશક્તિને લીધે અચાનક પડી ગયાં! ત્યારથી તેમની તબિયત ખરાબ થઈ, અને પથારીમાં પડ્યાં તે પડ્યાં. પાછાં ફરીને ઊઠી શક્યાં જ નહિ! આઠ દિવસની માંદગીમાં છેલ્લા દિવસની રાત્રિએ તેમનું શરીર અસ્વસ્થ થયું, ને અગિયાર વાગે ઘોર રાત્રિએ તેમનો જીવનદીપ હોલવાઈ ગયો! બા સૂતાં તે સૂતાં! સદાને માટે ઊંઘી જ ગયાં!!

તેમના જવાથી અમને તો શોક થાય જ. પરંતુ તેમણે તો પોતાનું નવું જીવન અલૌકિક ગૌભૂમિમાં શરૂ કર્યું છે. તે તો હંમેશ શ્રી ઠાકોરજી પાસે અદ્‌ભુત અને અવર્ણનીય લીલા રમી રહ્યાં છે! ગોપીઓના જુથમાં જ ભળી ગયાં છે!

પોતાના લૌકિક જીવનની બધી અભિલાષાઓ પરિપૂર્ણ કરી શક્યાં છે, તેટલું જ નહિ, પરંતુ આ બીજા અલૌકિક જીવનની આશાઓ પણ પૂર્ણ કરી શક્યાં છે. તેમના વિયોગે અત્યંત આઘાત થયો છે, છતાં પણ તે પ્રભુની સાંનિધ્યમાં રહ્યાં છે, તેથી તેમનું જીવન તો સફળ જ થયું છે; એ જાણીને અમને તો ખરેખર અનહદ આનંદ જ થવો ઘટે.



મનોરમા શાહ




પરમ પૂજ્ય વ્હાલાં બા વિષે કંઈ લખવાનું કહ્યું, ત્યારે વિચાર આવ્યો, તેમના વિષે મારે શું લખવું, ને શું નહિ! કારણ કે તેમના માટે જે લખાય તેટલું ઓછું છે.

તેમનાં મીઠાં સ્મરણો ઘણાં છે, પરંતુ તેમાંનું એક તો હંમેશ યાદ આવ્યા છે. સાત વર્ષ પહેલાં જ્યારે હું પરણીને અહીં આવી, ત્યારે તેમણે મને કહેલું, 'શ્રીમત તારી બા આ શહેરમાં નથી, માટે મને તારી માની જગાએ ગણજે, અને જે ક હોય તે નિરાંતે વિના સંકોચે મને કહેજે.' ને આ શબ્દો વારંવાર મને કહે કોઇ વખત ભૂલ થતી તો માની માફક પાસે બેસાડી મૃદુતાથી ઠપકો આપતાં, શિખામણનાં વચનો કહેતાં. જ્યારે હું અહીં પહેલી આવી ત્યારે બધાં સગાં સં ધીઓથી હું તદ્દન અપરિચિત હતી, પણ મને કદી નવું–અજાણ્યું લાગ્યું નથી. ત કારણ 'બા' હતાં. મારૂં મન ઉદાસ જોતાં તો તરત જ કહેતાં, કે 'મુંબઈ તારી પાસે થોડા દિવસ જઈ આવ. પણ જોજે, બહુ દિવસ રહેતી નહિ. અહીં બ એકલાં છે, એટલે કોઈને ગમશે નહિ.'

બાનું વ્હાલ સૌ ઉપર સરખું. તેમનો સ્વભાવજ એવો કે દરેકને મ લાગણી થાય. કોઈના પણ દુઃખની વાત સાંભળતાં તેમની આંખમાંથી આંસુ પડ જ હોય. થોડી શિખામણ સાથે દિલાસો તથા ધૈર્ય તો તેઓ એવું આપતાં, સામા માણસના મનને શાંતિ થયા વગર રહેતી નહિ.

બાની સ્નેહાળ યાદ હંમેશાં આંખમાંથી અશ્રુ સરાવે છે. છેવટમાં તેમનો આ હંમેશ પ્રભુપરાયણ રહે, અને આશીર્વાદ આપ્યા કરે; એ જ પ્રાર્થના.

સૌ. શ્રીમ



# સ્નેહસ્મરણ

અમારા કુટુંબમાં એવું કોઇપણ નહિ હોય, કે જેણે પરમ પૂજ્ય બાના સ્નેહની પ્રસાદી નહિ ચાખી હોય. તેમનો દરેક વ્યક્તિ પ્રત્યેનો પ્રેમ કોઇથી અજાણ્યો નથી. જેથી આવાં પ્રેમાળ ને સ્નેહાળ બાની ખોટ કોઈથી પૂરી શકાય તેમ નથી અમે જ્યારે એમની પાસે બેસતાં, ત્યારે અમને તેઓ શિખામણનાં વચનો કહેતાં; જેથી અમારા જીવનમાં અમને અનહદ લાભ થયો છે. ને એ વચનો સાંભળવાની હજુ પણ તીવ્ર ઈચ્છા થઈ આવે છે. પણ અરે દૈવ! હવે એ વચનો કોણ સંભળાવશે?

પૂજ્ય બાને કુટુંબ ઉપર ભાવ હતો, એટલુંજ નહિ, પરંતુ ધર્મ ઉપર પણ અડગ શ્રદ્ધા ને ભાવ હતો. જ્યારે જોઇએ ત્યારે તેઓ સેવાકાર્યમાં જ મગ્ન હોય. ઝારી ને પ્રભુનાં ચરણસ્પર્શ કર્યા વગર તેઓ પ્રસાદ લે જ નહિ. તેમના મુખે 'શ્રી કૃષ્ણઃ શરણં મમ' નો જપ તો ચાલુ જ હોય. દરવર્ષે શ્રી યમુનાજીનાં જળપાન તથા શ્રી નાથજીનાં દર્શન અર્થે યાત્રાઓ કરવા જતાં, ત્યારે તેમને કદી પણ એકલાં જવું તો ગમે જ નહિ. સૌને સાથે લઇ જઇ ત્યાં ઘણા જ ઉદાર મનથી દ્રવ્યનો વ્યય કરતાં. આવા દૈવી આત્મા દ્વારા સત્કાર્યોમાં જ ધન વપરાય, એ દેખીતું છે.

પૂજ્ય બાને વૈષ્ણવો ઉપર અથાગ પ્રીતિ હતી. વૈષ્ણવોને જોઈને તેમનું હૃદય આનંદમય બની જતું. પોતાને મળવા આવેલ વૈષ્ણવોને ઉચ્ચ સ્થાને બેસાડતાં ને વૈષ્ણવ દ્વારા જ પ્રભુ પધારે છે, એ સૂત્ર પોતાના આખાય જીવનમાં ઉતાર્યું હતું. જે કોઈ તેમની પાસે જાય, તેમનું તન મન ને ધનથી સન્માન કરતાં. તેમનામાં દયા તો એટલી હતી, કે કોઈ પણ યાચનાર્થે આવે, તો યથાશક્તિ મદદ મેળવ્યા વિના પાછો ફરે જ નહિ. આવાં ઉચ્ચ કોટિનાં વૈષ્ણવ થવું, તે આ જમાનામાં દુર્લભ છે.

જીવનની છેલ્લી ઘડી સુધી સર્વોત્તમ સ્તોત્રનો જપ ચૂક્યાં નથી. છેલ્લે ગુરુદેવ શ્રી રણછોડલાલજી મહારાજ તથા સુરતવાળા શ્રી ગોવિંદરાય બાવાને પધરાવી ખૂબ દર્શન કર્યાં. પછી સર્વે વૈષ્ણવોને હાથ જોડી 'જય શ્રીકૃષ્ણ' કરી ભગવદ્‌નામ લેતાં લેતાં રાત્રિના અગિયાર વાગે લૌકિક લીલા છોડી, પ્રભુની નિજ લીલામાં શ્રી ગિરિરાજ ધરણની સેવામાં સિધાવ્યાં!! પ્રભુ તેમની સેવા અખંડ રાખો! વંદન હજો એ દિવ્ય વિભૂતિને!! પ્રણામ હજો એ પૂજ્ય માતુશ્રીને!!

ચતુરલક્ષ્મી



# અમર આત્મા

શું લખું ને શું ન લખું? કંઈ કંઈ વિચારો આવે છે. ટૂંકમાં, બાનો વિયોગ ઘણો જ સાલે છે.

એ અષાડ વદી પાંચમ ને રવિવારના દિવસે અનેક હૈયામાં શોકનાં ઝરણાં વહી રહ્યાં હતાં. કારણ કે પૂજ્ય બા તે દિવસે આ ફાની દુનિયાનો ત્યાગ કરી પ્રભુના પરમધામ પ્રતિ પ્રયાણ કરી ગયાં. આજ સુધીના તેમના જીવનનાં તમામ વર્ષો એક સાચાં વૈષ્ણવ તરીકે વીતાવ્યાં છે, તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. હવે પ્રભુ સમક્ષ જઈ તેમના વિલાસભુવનમાં ખેલવાને તેઓ સિધાવ્યાં છે, તેથી તેમને તો આનંદની અવધિ નહિ જ હોય, પરંતુ કુટુંબમાં તો તેની ભારે ખોટ પડી છે; જેથી અમારે તો કેવળ શોક કરવાનો જ બાકી રહે છે.

બાનો ઉદાર સ્વભાવ હોવાથી તેમણે અનેક સ્નેહીજનોને અને ગરીબ વર્ગને અનેક વખત યથાશક્તિ મદદ કરી છે. ને એ રીતે અનેકનાં દુઃખો દૂર કરી તેમના આશીર્વાદ મેળવ્યા છે.

લોકોપયોગી અને ધાર્મિક કાર્યોમાં પણ બાની અમૂલ્ય સહાય સુવિદિત છે; ને તે સદાને માટે અમર રહેશે. વારંવાર પોતાના કિંમતી સમયનો ભોગ આપી સર્વનાં દુઃખમાં સાથ દઈ દુઃખો દૂર કર્યા છે, તેથી અમે સૌ તેમનાં હંમેશને માટે ઋણી છીએ.

આવાં બહોળા કુટુંબ પર અપૂર્વ સ્નેહ દાખવનાર, પુણ્ય પ્રેમ અને લાગણી રૂપી સરિતાનો અખંડ પ્રવાહ સતત વહેવડાવનાર એવાં પૂજ્ય બાનાં દર્શન હવે ક્યાં થાય?

બા! તમે અમને છોડીને ચાલ્યાં ગયાં, પરંતુ આપના સર્વ ગુણોને સંભારતાં અમને ઘડીભર તો એમજ લાગે છે, કે આપ અમારી પાસે જ છો, આપના જેવાં વડસાસુ મેળવવાં તે પણ ધન્ય જીવન ગણાય!

સૌ. કુમુદકાન્તા



# દિવ્ય પ્રેમ

પૂજ્ય બા સાથેના સગપણથી તો હું 'વહુ' કહેવાઉં, તેથી તેમને 'સાસુ' કહીને લખવા હૃદય ના પાડે છે, કારણ કે તેમણે તો સદા માતા જેવું જ વાત્સલ્ય રાખી મને એક પુત્રી સમાન માની હતી, ને તેથી જ ઘણીવાર તેમનાથી બોલાઇ જવાતું કે 'મને તો છોકરા કરતાં વહુ વધારે વ્હાલી.' અર્થાત્ તેમના હૃદયમાં કંઈ ભિન્નતા નહોતી. તેમને મન સૌ સરખાં. કેવો ઉદાર અને દિવ્ય પ્રેમ!!

આવો જ ભાવ ઘરના એક નાના નોકરથી માંડીને કુટુંબીજન સુધીનો જણાતો. બાના પરિચયમાં આવતી પ્રત્યેક વ્યક્તિને તેમના આ મહાન ગુણને લઇ તેમના પ્રતિ નિરંતર પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય, તે સ્વભાવિક છે. ગમે તેવા આવેશમાં આવેલી વ્યક્તિ પણ બા પાસે જતાં શાન્ત થતી, ને બાને જોતાં જ તેનો ક્રોધ સમાઈ જતો. મનુષ્યને સત્તા કે દાબથી વશ કરવા કરતાં પ્રેમથી વશ કરવું, તે કઠણ છે; છતાં યે બા તેમ કરી શકતાં હતાં.

વળી પ્રભુ પ્રત્યેનો બાનો પ્રેમ-ભાવ તો અનન્ય હતો. પ્રભુસેવા એ જ તેમનું જીવનધ્યેય હોવાથી નિરંતર પ્રભુસ્મરણ, ભજન, કીર્ત્તન, સેવા, સામગ્રી, દર્શન જેવા કાર્યક્રમોમાં જ રચ્યાંપચ્યાં રહેતાં, ને તેથી જ તેમનું મન સદા પ્રફુલ્લિત રહેતું. કવિ સૂરદાસે કહ્યું છે, કેઃ–'સબસે ઊંચી પ્રેમ સગાઇ' એ રીતે તેમનો ઇશ્વિર પ્રત્યેના પ્રેમનો સંબંધ વિરલ જ હતો. આવાં પ્રભુપ્રેમી માતા પ્રેમ અને પ્રભુભક્તિનાં મીઠાં સંભારણાં મૂકતાં ગયાં છે; તે યાદ કરી કરીને આપણે હવે તો આંસુ જ સારવાનાં રહ્યાં છે! પ...ણ તેવી દિવ્ય વિભૂતિને ગૌલોકવાસથી ખરેખર આનંદની સીમા જ નહિ હોય! ધન્ય હો એ દૈવી જીવનને! અને ધન્ય હો એ દિવ્યપ્રેમી આત્માને!!

અનેરી ધર્મની મૂર્તિ, પ્રેમવર્ષા અનંત બા!
સ્વીકારો સ્નેહના ભાવે, કોટિ વંદન માહરાં.

**સૌ. ઊર્મિલા**

# પ્રાતઃસ્મરણીય

પ્રાતઃસ્મરણીય પૂજ્ય મુરબ્બી બા એટલે મારાં વડસાસુ. પરંતુ પ્રથમથી જ મેં તો એમને પૂજ્ય માતા તરીકે જ માનેલાં. તેઓની લાગણી મારા પ્રત્યે પુત્રી જેવી જ હતી. મારૂં પણ સદ્‌ભાગ્ય કે હું તેમના સંસર્ગમાં આવી.

પૂજ્ય બાને આટઆટલો વૈભવ છતાં યે એમનું ચિત્ત સર્વદા પ્રભુમાં જ લીન રહેતું. તેમનામાં પ્રભુ તથા ધર્મ પ્રત્યે અગાધ શ્રદ્ધા હતી, તેમજ અનહદ પ્રેમ હતો. ઈશ્વરે તેમને અલૌકિક બક્ષિસ આપી હતી, ને તેના પરિણામે નાનાં કે મોટાં, સગાં કે સ્નેહી સર્વ ઉપર સરખીજ લાગણી ધરાવતાં હતાં. તેમના જેવું માયાળુ નિઃસ્વાર્થી હૃદય મ કયાંઇ જોયું નથી. ખરેખર! એમનો પ્રેમ તો અલૌકિક જ હતો. તેમને ભજન પ્રત્યે ખૂબ ભાવ હતો, અને મને ઈશ્વરે આપેલી સંગીતની બક્ષિસથી તેમનો ભજન કીર્ત્તન પ્રત્યેનો પ્રેમ વિશેષ દીપતો હતો. મારૂં લગ્ન પણ થયું નહોતું, ત્યારે બાએ મને ઘણી વખત પાસે બેસાડી ભજન ગવડાવેલાં. ને જ્યારે જ્યારે હું તેમને મળું, ત્યારે લાગણીભરી રીતે મારી સાથે એવી તો વાતો કરતાં, કે જેથી તેમના દિવ્ય આત્માની ઊંડી છાપ હૃદયમાં પડતી. અમારા કુટુંબમાં જે કાંઈ ધાર્મિક સસ્કારો રેડાયા છે, તેનું સઘળું માન પૂજ્ય બાને ઘટે છે.

બા એટલે પ્રેમનો સાગર. એટલું માયાળુ સ્નેહાળ હૃદય હતું, કે જાણે એમની પાસે બેસીએ, તો ઊઠવાનું મન જ ન થાય. કોઇ કોઇ વાર બાએ ઠપકો પણ આપ્યો હશે, પણ એ વચનોમાં એવી મિઠાશ હતી, કે વારંવાર એવા ઠપકા સૂણતાં જીવન ધન્ય બને. બા એટલે કેવળ સંસ્કારમૂર્તિ. જેવું એમનું નામ તેવા જ એમનામાં ગુણો હતા. ખરે જ, એમનો વિયોગ કુટુંબીજનોને તેમજ અન્ય જનોને સાલે તેમાં શંકાને સ્થાનજ નથી. બા માટે જેટલું લખીએ, તેટલું ઓછું જ છે. પૂજ્ય બા જેવું પ્રભુમય જીવન ગાળતાં હતાં, તેવો જ એમનો આત્મા પણ પ્રભુને ખોળે જ ગયો છે. એ દિવ્ય અલૌકિક આત્માને ઈશ્વર શાંતિ આપો.

સૌ. સત્યવતી






શ્રી ગોપીજનવલ્લભ શ્રી કૃષ્ણચંદ્રનાં ચરણારવિંદમાં શરણે જતાં મારા વડીલ દાદા ત્રિકમલાલ અમારા કુટુંબને નબાપાં કરીને ગૌલોકવાસી થયા, ત્યારથી અમારી સંભાળ લેવાનું પૂજ્ય બાપાજી તથા પૂજ્ય બાએ માથે લીધેલું. જો કે એ વખતમાં હું બહુ નાની ઉંમરની હતી, છતાંયે તેમાંનું ઘણું યાદ છે, કે અમારે માટે બા તથા બાપાજીને ઘણું સહન કરવું પડયું હતું. એમના ઉપકાર જિંદગી પર્યંત ભૂલી શકાય તેમ નથી. મારા પિતાશ્રી ઉપર પણ તેઓ પોતાના પુત્ર જેટલોજ પ્રેમ રાખતાં હતાં. એમના જેવાં ભગવદિય આ જમાનામાં થવાં મુશ્કેલ છે.

મારા પિતાશ્રી ભગવદ્લીલામાં પહોંચ્યા પછી મને તથા મારાં માતુશ્રીને ઝીણી ઝીણી અનેક વ્યાવહારિક તેમજ ધાર્મિક શિખામણો આપતાં, ને તેમના સંસ્કારોને લીધે જ અમે શ્રી ઠાકોરજીની સેવા કરતાં થયાં છીએ. મારા સ્વ. પિતાશ્રીને પણ એમણે પોતાની શીતળ છાયા નીચે રાખેલા, ને એમના આશીર્વાદથી જ અમે સર્વ વાતે સુખી છીએ.

પુષ્ટિ માર્ગનું જહાજ કે જે શ્રી વલ્લભપ્રભુ ચલાવવાવાળા હતા, તેમાં બેસીને બા તો નિકુંજમાં પહોંચી ગયાં. લીલાના જીવ હતાં, તે લીલામાં ગયાં. વૈષ્ણવો તથા શ્રી ઠાકોરજી પ્રત્યે શો એમનો દિવ્ય પ્રેમ!!

સૌ. કાન્તા





# કૃપાસિંધુ

પૂજ્ય બાના વિયોગથી જીવનમાં કદી યે નહિ અનુભવેલો આઘાત થયો, અને જેમ આકાશમાં એકાદ કાળી વાદળી ચંદ્રને ઢાંકી દઇ સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય જમાવે છે,તે રીતે મારા હૃદયમાં પણ અંધકાર જામી ગયો,તેથી હૃદય વલોવાઇ ગયું.

પૂજ્ય બા શ્રી સર્વોત્તમસ્તોત્રનું મનન કરતાં કરતાં ગૌલોકમાં સિધાવ્યાં, તે પ્રસંગનું તેમનું તેજસ્વી મોં જોતાં ખરેખર આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી; ક્ષણવારમાં બા તો નિજ ધામે પહોંચ્યાં, પરંતુ તેમનાં તેજસ્વી ને અમી સીંચતાં નયનો, વિશાળ ભ્રકુટી અને સદાય હસમુખો ચહેરો નિરંતર દૃષ્ટિ સમક્ષ ખડો જ રહે છે; બામાં અત્યંત કૃપા, માયાળુપણું ને નમ્રતા હતાં. કોઇવાર ભૂલ થાય, તો શાંતિથી સમજાવે; આવી શિખામણો હવે કોણ આપશે? અરે! મને 'લલી' કહી કોણ બોલાવશે? પૂજ્ય બાના ધર્મચિંતને અમારો કુટુંબરૂપી બાગ સદા યે ફાલ્યો ફૂલ્યો રહ્યો છે, ને તેમનાં તપોબળે સદા યે ખીલતો જ રહેશે. આવાં દિવ્ય બાને હવે તો પ્રણામ સિવાય બીજી શી અંજલિ હોય?

બા પ્રત્યેક જીવના દુઃખે દુઃખી થતાં. સૌ માટે બનતા બધા પ્રયત્નો કરતાં. સાચાં વૈષ્ણવ તરીકેના સૌ ગુણો તેમનામાં હતા. શ્રી વલ્લભકુળ ઉપરનો તેમનો પ્રેમ અનન્ય હતો. તન મન ધનથી તેમની સેવા કરવાનું ભૂલ્યાં નથી. તેઓ આ લૌકિક–સંસારમાંથી અલોપ થઇ શ્રી ગિરિરાજજીની કંદરામાં તથા નિકુંજોમાં સદા અમર જ છે; બા સંસારી હતાં, છતાં સંસારનાં મોહમાયાથી પર હતાં. તેમણે બીજાંને માટે જીવી જાણ્યું. શ્રી વ્રજચોરાશીની યાત્રા પર અથાગ પ્રેમ હતો. પૂ. મોતીબેને તેમના વતી યાત્રા કરી, અને પ્રભુકૃપાથી મને પણ તે લાભ મળ્યો; સર્વશકિતમાન પરમાત્મા પૂજ્ય બાના અમર આત્માને અખંડ શાંતિ આપો, એ જ અભ્યર્થના.

સૌ. લલિતા





# સ્નેહસાગર



આ પણા ઘરમાં બાની તો ખરેખર ખોટ જ પડી છે. તેમનો પ્રેમ અગાધ હતો. પ્રભુભક્તિ તો અલૌકિક જ હતી. તેમણે સાંસારિક તેમજ લોકોપયોગી કામો બહુ કર્યાં છે.

પૂ. બા નાનાં મોટાં પ્રત્યેકને સરખાં ગણતાં. ઘરનાં બાળકો પર તો સ્વાભાવિક પ્રેમ હોય જ, પણ કોઇ બહારનું તેમના પરિચયમાં આવે, તો તેના પર પણ પ્રેમ લાવી યોગ્ય આશ્વાસન આપી, સામાનું મન શાંત કરતાં. વારંવાર અમને પાસે બેસાડી સુખદુઃખની વાતો પૂછતાં, ને યોગ્ય શિખામણો આપતાં.

પૂ. બામાં ઉદાર વૃત્તિ તો બહુ હતી. એકવાર કોઈ અજાણી આંધળી બાઇ બાને મળવા આવી. બાએ તે વાત જાણતાં પોતાની પાસે બોલાવી. બેસાડીને તેના મનનું શાન્તવન કરી વિદાય કરી. આ રીતે વારંવાર અનેક અભ્યાગત, પછી તે જાણીતું હોય, કે અજાણ્યું હોય, પણ સૌને યોગ્ય મદદ આપી પોતાની ઉદારતાનો દાખલો બેસાડયો છે. આ જ રીતે વૈષ્ણવો પર પણ પૂર્ણ ભાવ રાખતાં, ને એમ માનતાં કે પ્રભુ વૈષ્ણવ રૂપે જ આપણે ત્યાં પધારે છે; ને એ રીતે જુદી જુદી લીલાઓ કરે છે.

બાની પ્રભુ પ્રત્યેની ભક્તિ સાચી હતી. જ્યારે જોઇએ, ત્યારે પ્રભુસેવામાં જ રક્ત હોય. તેમની વાતો પણ ઘણે ભાગે પ્રભુસેવા અંગેની જ હોય. જીવનની છેલ્લી ઘડી સુધી શ્રી ભગવન્નામ મોંએ હતું. વળી તેમની આત્મશ્રદ્ધા પણ અજબ હતી. એકવાર અમે બાની સાથે શ્રી નાથજી ગયાં હતાં, ત્યાં આઠ દિવસ રહેવાનું ધારેલું. છઠ્ઠે દિવસે બા બિમાર પડયાં, તેથી ઘેર જવાનો નિશ્ચય કર્યો. બાને બહુ સમજાવ્યાં, પણ તેમણે તો ચોકખા શબ્દોમાં સંભળાવી દીધું, કે " શ્રી નાથજીનાં દર્શન વગર હું તો અહીંથી નીકળવાની નથી, પછી ગમે તે થાય." છેવટે પોતાની એ અભિલાષા પૂરી કરી, ને બે દિવસ વધારે રહ્યા પછી જ રવાના થવાનું બન્યું. આવી તેમની અચળ અને અડગ શ્રદ્ધા હતી. તેમનો આભાર જિંદગીભર ભૂલાય તેમ નથી, તેમનાં સદાને માટે ઋણી છીએ. પ્રભુ! એ અમર આત્માને શાંતિ આપજે.

સૌ. સુભદ્રા






પૂજ્ય શ્રી બાનું જીવન આદર્શમય, ઉદાર, પરોપકારી અને ધર્મિષ્ઠ હતું. તેમના કુટુંબી જનોમાં જે ધાર્મિક સંસ્કારો પડચા છે, તે તેમની કૃપાનું જ ફળ છે. અહર્નિશ કહેતાં કે ધર્મનું રક્ષણ આપણે કરશું, તો ધર્મ આપણું રક્ષણ કરશે. धर्मो रक्षति रक्षितः । આવું ધાર્મિક જીવન વારંવાર યાદ આવે છે.

ઘરમાં કોઈની વરસગાંઠ હોય, કે પછી પ્રભુના ઉત્સવ જેવો દિવસ હોય, તો અમને બોલાવી, ભાવથી ભોજન કરાવી, કદી પણ ખાલી હાથે પાછાં જવા દીધાં નથી. કોઈ વસ્તુની અમારે જરૂર છે એમ જાણે, તો વિના વિલંબે અમને પૂરી પાડતાં. વખતના અભાવે કોઇ વાર બાને મળવામાં વિલંબ થતો, તો અમુક વર્ષો સુધીનો વિયોગ માની તેમને મૂળ લાગી આવતું હતું. વાત્સલ્યતા ને પ્રેમાળભાવ અગાધ હતો. આવાં માતા મળવાં અત્યંત દુર્લભ છે. પ્રત્યેકનાં સુખે સુખી ને દુઃખે દુઃખી થતાં. બીજાંનું દુઃખ જોઈ શકતાં નહોતાં. દુઃખીને જોઈ તેનું દુઃખ મટાડવા સારૂ યથાશક્તિ પ્રયત્નો વારંવાર કરતાં.

અમને પૂ. બાની ખોટ ઘણી પડી છે. જેમ અહીં અમને વારંવાર શિખામણ આપી ને દોરતાં હતાં, તેમજ ત્યાં પણ અમારૂં સ્થાન રહેવા દઈને દોરતાં રહો; એવી અમારી નમ્ર ભાવે પ્રાર્થના છે. અંતે એ દિવ્ય ને ધર્મપ્રાણ મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ હો !

**સૌ. શાન્તા મકીમ**



# ગૌલોકમાં ઉત્સવ.

સં. ૧૯૯૪-અષાઢ માસના કૃષ્ણ પક્ષની એ પંચમી, ને પ્રાતઃ કાળથી જ ગૌલોકમાં ઉત્સવનાં મંડાણ થયાં. એ ઉત્સવ શાનો હતો? કંઈક વર્ષો પૂર્વે ભગવાનના લાડીલા નિજમંડળના દૈવી જીવોમાંનો એક જીવ જાણે અજાણ્યે મૃત્યુલોકમાં આવી વસેલો, તેને પાછા ફરવાનો એ દિવસ. અને ગૌલોકમાં વસેલા પ્રભુભક્તોના હૃદયમાં આનંદનાં પૂર ઉલટયાં. ઘણાં વર્ષોથી વિખુટો પડેલો તેમનો એ જુગજૂનો સાથી આ લોકનાં માનવીઓને પ્રભુપ્રાપ્તિનો માર્ગ દેખાડી પાછો ભગવાનના ચરણકમળમાં આવે, તે સમયે કોને હૈયે ઉમંગનાં ઝરણાં ન પ્રકટે? અને તે પંચમીની રાત્રિના અગિયાર વાગે અમારાં પૂજ્ય બા અમારી પાસેથી સદાને માટે ઝૂંટવાઈ ગયાં!!

પ્રભુભક્તો! તમે તો ઉત્સવ માણ્યો. તમે તો તમારો સાથી પાછો મેળવ્યો, પણ જગતના અંધકારમાં અમ આંધળાંની લાકડી સમી એ દિવ્ય જ્યોત—અમને અલૌકિક પ્રેમથી ન્હવરાવનારી એ પુનિત ગંગાને અમારાથી સદાને માટે વિખુટી પાડી દીધી!! પણ અમારૂં શું ગજું? પ્રભુ ઈચ્છા માની સંતોષ માનવો રહ્યો. અને પૂજ્ય બાના એ વર્ષોના સહવાસનો અનેરો આનંદ યાદ કરી મન વાળવું જ રહ્યું.

નથી ભૂલાતાં પૂજ્ય બાનાં એ હેત પ્રેમ ને લાગણી, ભાવભરી શિખામણો ને અલૌકિક વાણી, ને તેથી યે વધુ તેમની ગુરુભક્તિ ને પ્રભુસેવા. આ સઘળું યાદ આવે છે, ને હૃદય રડી ઊઠે છે, કે એ લ્હાવો હવે કયાં મળશે?

ગૌલોકનાં વાસીઓ! ઉત્સવ તો તમારે ત્યાં પણ અમારે તો કેવળ અશ્રુ જ સારવાનાં રહ્યાં! ગૌલોકવાસી એ દિવ્ય આત્માને ભાવભર્યાં પ્રણામ હો!!

સૌ. કુસુમ મકીમ





# બા કે મા?

'બા' એ કેવો ભાવભીનો શબ્દ છે? 'બા' શબ્દ બોલતાં હૃદય હર્ષથી ઉભરાઇ જાય છે. પરંતુ સંજોગોને લઇ અત્યારે તો વર્તમાનકાળને બદલે 'હૃદય ઉભરાઈ જતું' એમ લખવું પડે છે, તેથી ઘણું દુઃખ થાય છે.

આપણામાં લગભગ વૃદ્ધા માતાને 'મા' કહેવાનો રિવાજ છે. પરંતુ અમે તો પહેલેથી જ તેમને 'બા' કહેતાં આવ્યાં છીએ. 'મા' કરતાં 'બા' શબ્દ વધારે સ્નેહભર્યો લાગે છે. અમે તો સૌ 'બા' કહેતાં, પરંતુ તેમના સંસર્ગમાં આવેલાં બધાં તેમને 'બા' કહેતાં, ને સૌ ઉપર એ 'બા' જેવો વાત્સલ્યભાવ રાખતાં હતાં. હવે એ સંબોધનથી કોને બોલાવીશું? 'બા' કહેતાં જ સામેથી ઉત્તર મળતો, પરંતુ હવે એવા મીઠા શબ્દો કોણ સંભળાવશે? તેમને સૌ ઉપર સમાન ભાવ. આવો ભાવ સગી માનો પણ હોવો દુર્લભ છે. મને યાદ છે, કે મારાં માતાએ પણ મને તેમના જેવા મીઠા શબ્દોથી કદી બોલાવી નથી. ખરેખર, બાનો પ્રેમ તો અજબ હતો.

'બા'ને ધર્મ તરફ ઘણો જ ભાવ હતો, તેથી અમને પણ ધર્મ તરફ પ્રેરતાં. દરરોજ નાહીને ચરણામૃત લેવું, પાઠ કરવા, માળા કરવી, તેમજ વાર તહેવારે મંદિર–બેઠકે દર્શનાર્થે જવું; આવી રીતે ધર્મ પ્રતિ સારા સંસ્કારો પાડતાં. તેમાં ક્યારેક ભૂલ થાય, તો અમે માની લેતાં કે આજે બા તરફથી મીઠો ઠપકો મળશે જ. જો કે આવાં ઠપકાનાં વચનો ક્યારેક સાંભળવાં પણ ગમતાં. આથી અત્યારે અમારામાં ધર્મના કંઈ પણ સંસ્કાર હોય, તો તે બાના રૂડા પ્રતાપે જ. જન્મદિવસ, નવું વર્ષ, જન્માષ્ટમી કે સારો તેહવાર હોય, તો ભેટ માટે રૂપિયા આપી આગ્રહ કરીને પણ બેઠકે મોકલે. હવે આવો આગ્રહ કોણ કરશે?

ઘણી વખત પોતાની પાસે બેસાડીને સારી શિખામણો આપતાં. બીજાં સાથે કેમ બોલવું, વિવેક કેમ રાખવો, બહારની વ્યક્તિ ઘેર આવે તો તેનો સત્કાર કેમ કરવો; વગેરે શિખામણો હવે કોણ આપશે? સવારમાં રોજ ઊઠીને 'બા'ની પાસે જઈ 'જય-શ્રીકૃષ્ણ' કરવાનો અમારો નિયમ હતો. જ્યારે સવારમાં વાત્સલ્યથી ભરેલો બાનો હાથ અમારા શિર પર પડતો, ને આશીર્વાદ મળતા, ત્યારે જ 'અમારો દિવસ સુખમાં જશે' એમ અમે માનતાં. કોઈ દિવસ આ રીતે સવારમાં તેમનાં દર્શને જવાનું ભૂલી જવાતું, તો કહેતાં, કે 'તું તો સાવ બગડી ગઈ છું'. હવે એ મીઠો ઠપકો કોણ આપશે?

'બા'ની સાથે થોડા રોજ માટે કોઇ કોઈ વાર થતા વિયોગથી અમને તેમજ તેમને પણ ઘણું જ દુઃખ થતું, અને અમારી સંભાળ માટે શિખામણોનો વરસાદ વરસાવતાં. હવે સદાને માટે તેમનો વિરહ કેવો લાગતો હશે?

'બા' એ મીઠો શબ્દ હવે કોને કહેશું? હવે તો 'બા' એમ બોલતાં જ જાણે ઊંડો આઘાત ન થતો હોય, તેમ લાગે છે. ને તે દિવ્યમૂર્તિ નજર સમક્ષ ખડી થાય છે. ખરેખર તેમનાં સત્કાર્યો અને દૈવી ગુણોથી તે તો સદા અમર જ છે, ને અમર રહેવાનાં.

માલવિકા






**મનુષ્યજીવન** એટલે અનેક સંસ્મરણોની સતત ગુંથાએલી એક પુષ્પમાળા. સુંદર રંગબેરંગી વિવિધ પુષ્પોથી યોજાએલ આ હારમાળાનું પ્રત્યેક પુષ્પ જીવનના એક એક પરંતુ ભિન્નભિન્ન અનુભવ તેમજ સ્મરણ રૂપે રહે છે. અને અલ્પ આયુધારી છતાં પોતાને ચિરાયુ માનતો માનવી તેના જીવનકાળનાં સ્મરણોની આ પુષ્પમાળામાંથી કોઈ ઘડીએ એકાદ દ્દષ્ટિએ તરી આવતા પુષ્પ તરફ નજર નાખતાં જીવનમાં ભૂલ્યાં ભૂલાય નહિ, તેવાં સંસ્મરણો હૃદયપટ પર તાજાં કરે છે.

એક વીશી પણ પૂરી થઈ નથી, તેવા ટુંક જીવનના નાના અનુભવ પ્રદેશની સ્મરણ પુષ્પમાળા મોટી ક્યાંથી હોય? છતાંયે કેટલીક વાર નાની માળામાં યે કોઇ અનેરા ફૂલની પરાગ એક મોટા પુષ્પહારનાં અનેક સુયોજિત ને શણગારેલાં ફૂલ કરતાં યે અધિક નથી મહેંકતી? સારા યે ગણ્યાગાંઠયા પુષ્પસંગ્રહમાં એક પુષ્પ મારા જીવનના ધ્યેય સ્વરૂપે મને સદા યે આકર્ષી રહ્યું છે, ને જાણે તેની વિવિધ પાંખડીની અમર્યાદિત મ્હેક, મારા સ્મરણપટ પર એક ઉદાર, પ્રસન્નવદના, વાત્સલ્યભરી, ભકિતભાવથી આર્દ્ર, એક માતા સમી છાયા સદાને માટે પ્રેરી રહી છે. પુષ્પની આટલી બધી પ્રમોદ ઉન્નત ભાવના ને જીવનની સાર્થકતા જોઇ, સ્વજનો અને વડીલવર્ગ પાસેથી તેની કળીમાંથી પુષ્પ બનતાં સુધીની આખીએ જીવનકથા જાણી લીધી.

પૂજ્ય બાનો એક ગૃહિણી તરીકેનો કાર્યપ્રદેશ, મંત્રી સ્વરૂપની બુદ્ધિ, એક 'માતા' તરીકેની અતિવિશાળ – સારાયે કુટુંબની પરિપાલક મીઠી વ્હાલસોયી હૂંફ, અને બીજી અનેક જીવનલ્હાણુ સમજતાં મનુષ્યત્વમાંથી કેટલે અંશે દેવત્વપ્રાપ્તિ થાય છે, તેનું ભાન થયું. પરંતુ આટલું બસ નહોતું. પુષ્પની સાચી સાર્થકતા તેના

અર્પણમાં મનાય છે. વિશાળ કુટુંબના બાલોદ્યાનના આ મધુર પુષ્પના હૃદયનું અર્પણ તો વ્રજકિશોર શ્રી કૃષ્ણચંદ્રનાં ચરણકમળે જ રહેતું. ને તેની પ્રતિતિ તો તેના સંબંધમાં આવનાર અનેક નરનારને સુવિદિત જ છે. આજે તે પુષ્પ શ્રી કૃષ્ણશરણે હોવા છતાં તેની સુવાસ સર્વત્ર પ્રસરી રહી છે. તેના જીવન આદર્શો અનેકના જીવન ધ્યેય રૂપે બની ઉન્નત કરવા પ્રેરે છે, તે ભૂલાય તેમ નથી. ખરેખર, પુષ્પની મનોહરતા, સૌગન્ધ ને અંતિમ અર્પણ આથી ઉન્નત હશે? જીવન જીવી જાણવાની સાચી સાર્થકતા આથી વિશેષ હશે?

**સૌ. શ્રીમતી શાહ**



# અમારાં બા

અમારાં બા, વેરીને વ્હાલ આવે, એવાં એ અમારાં બા! એમને શબ્દે શબ્દે અમી ઝરતું, એમને પગલે પગલે પવિત્રતાની પગલીઓ પડતી, એમનાં હૃદયે ભક્તિનાં પૂર વહેતાં. વળી એમના દિલની દિલા- વર્ણનીય જ.

તો દૈવી જ હતાં. સેવાભક્તિમાં મગ્ન રહેતાં. એમની પાસેથી અલૌકિક વા મળતી, અને તે પણ ભાવથી કહેતાં. એમની લાગણી ભરી શિખામણો વીસરાતીયે નથી; એમનો પ્રેમ અને ભાવ તો જિંદગીભર યાદ રહેવાનાં.

l જીવનસંધ્યાની છેલ્લી પળો તો હજુયે આંખ આગળ તરે છે. તેમના દૈવી તેજ ઝળકતું. કોઇ પુણ્યશાળી આત્માને પરમાત્મામાં ભાસે છે, તેવું તેજ. બાનાં દર્શનથી જીવન સાર્થક થતું. પણ...કોણ કહે છે, 'બા નથી?' ની ભક્તિનો, પ્રેમનો, વાત્સલ્યનો, મીઠી શિખામણનો કે મહાન ઉદારતાનો , તે બધાંનાં હૃદયમાં બા તો નિરંતર-ચિરકાળ વસે છે જ.

શર્મિષ્ઠા



# માતામહી

**મા**ની કીકીમાં શી મિઠાશ હોય છે, તે બાળક જ જાણી શકે. માના હૈયામાંથી વહેતા વાત્સલ્યના ઝરામાં શી મિઠાશ હોય છે? તે પણ બાળક જ જાણી શકે. કુટુંબમાં જેને પગલે પગલે લક્ષ્મીનાં કુંકુમ પગલાં પડયાં, તે માતાની માતા રૂક્ષ્મણીબાના વાત્સલ્યમાં સ્વર્ગથી પણ અધિક સુખ અમે ભોગવ્યું. મારા તરફ મીટ માંડી રહેલી એ મારી મહિમાભરી માતાની મિઠાશભરી મૂર્તિ આજ મારી દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે.

જ્યારે કોઈ સૂની સાંજે ચારે તરફ શૂન્યકાર સંધ્યા ખાવા ધાતી હોય, તે વખતે મારૂં હૈયું ઉઘડે છે, ને ત્યારે મને એ વ્હાલાં ને પૂજ્ય બાની મૃત્યુશય્યા યાદ આવે છે. આજુબાજુ સર્વત્ર ધાર્મિક વાતાવરણ જામેલું છે, સૌનાં મુખમાંથી 'શ્રી કૃષ્ણઃ શરણં મમ'ના ઉચ્ચારો થાય છે. બાપાજી, મામા આદિથી માંડી સૌ નાનાં મોટાં કુટુંબીજનો ચોતરફ બેસી રહ્યાં છે, એવામાં મહારાજશ્રીનાં ચરણસ્પર્શ કરી, જમનાપાન કરી, બા પરવાર્યાં હોય, અને ધર્મરાજની ગોદમાં લપાઈ જવા તત્પર થએલું તે સ્વરૂપ આ લોક છોડી પરલોકમાં શી રીતે ગયું, તે પણ ખબર જ ન પડી!!

પરંતુ બાના તરફ આપણું સૌનું હૈયું કેમ ઢળી પડતું? શું તેમની ઉદારતા માટે? શું તેમની ધાર્મિકતા માટે? શું તે વાત્સલ્ય અને ભક્તિની દિવ્યમૂર્તિ હતી, તે માટે? કે પછી તે અનેક દીનજનો પ્રતિ દયાભાવ દર્શાવનારાં દયાળુ દેવી હતાં તે માટે? હા, જરૂર તે બધાં માટે તો ખરૂં, પણ કેવળ તેટલા માટે નહિ; કાંઈ કહી કે લખાય નહિ, તેમ સમજાવી પણ શકાય નહિ, છતાં રાતદિન હૃદયને ખેંચ્યા જ કરે તેવું મિઠાશભર્યું 'માતૃત્વ' બામાં હતું, તેટલા જ માટે. માતાની પેઠે મારા દેહને ભલે તેમણે ઘડયો ન હોય, છતાં તેમની ગોદમાં, યાત્રાઓમાં અને પ્રવાસોમાંથી જ સુસંસ્કાર અને સૌજન્ય મને મળ્યાં છે. આથી મારા માનસિક દેહને માટે તો હું તેમનો જીવનભર ઋણી રહીશ. એ બામાંથી ઉચ્ચ સંસ્કારની પ્રેરણા સદાય મળી છે. મારે મન બા આખું જગત હતાં. પણ એ 'બા' મને ફરી મળશે ખરાં?

કુંજવિહારી





# મીઠી યાદ

મનુષ્યનો આ દેહ પડી જાય છે, પણ તેણે કરેલાં કર્મો ભૂલાઇ જતાં નથી. દરેક માણસને એકવાર તો પ્રભુના દરબારમાં જવાનું જ છે. ગમે તેટલા ઉપચારો કરો, પણ જન્મ્યા તેનું મૃત્યુ તો છે જ.

આ રીતે પૂજ્ય બા તો ખરેખર પ્રભુની સેવામાં જ ગયાં છે, પણ એમની ઉદારતા, હૃદયની કોમળતા, પ્રેમ, ભક્તિ વગેરેના આપણા અનુભવોનું સ્મરણ આપણાં સૌનાં હૃદયોમાં સ્થાપિત કરતાં ગયાં છે. તેમનો પ્રેમ અમારા તરફ ખૂબ જ હતો. પોતાનાં–નિજ સંતાનો હોઇએ, તેવી રીતે ભાવથી બોલાવી સુખદુઃખની વાતો પૂછતાં, અને બાળક બુદ્ધિથી કદી કંઈ દોષ થયો હોય, તો બે શબ્દો કહેતાં પણ ખરાં. તેમની આંખે કુટુંબનાં નાનાં મોટાં બધાં એક જ સરખાં હતાં.

બાની ભક્તિ–સેવાની તો હદ જ નહોતી. જ્યારે જુઓ, ત્યારે ભગવદ્સ્મરણ કરતાં જ હોય. ઠાકોરજીની ઝારી કે ચરણસ્પર્શ કર્યા સિવાય કદી પ્રસાદ લેતાં નહિ. ને તે રીતે કરવાની વારંવાર પ્રેરણા અમો સર્વેને આપતાં હતાં. આવા પવિત્ર અને પુણ્યશાળી આત્માનો વિયોગ થતાં સાધારણ રીતે અન્યજનોને પણ લાગણી થાય, તો પછી તેવાં શુભેચ્છક, દયાળુ બાના વિયોગે અમને કેટલો આઘાત થતો હશે? તે શબ્દોમાં વર્ણવી શકાય તેમ નથી. એનું સંપૂર્ણ વર્ણન કરવા માટે જોઇતા શબ્દો નથી.

હે પ્રભો! આવા દિવ્ય અને પરમ કલ્યાણકારી આત્માના હૃદયમાં અમને સહેજ પણ સ્થાન આપજે!

લક્ષ્મીકાન્ત





# ધર્મપરાયણ



"હે ચુનીભાઈ! જુઓને! બીજી વાર્તા કેટલી લાંબી છે?"

"બહુ મોટી નથી."

"તો પૂછી જુઓને! કહે તો વાંચો"

અને અતિ ચતુર બાપાજી પાસેથી એ વંચાવવાનું કહી કામ કાઢી લેવાનું વાણીચાતુર્ય જોઇ હું તો મુગ્ધ જ થતો. શ્રીમદાચાર્યચરણના અંતરંગ ચોરાશી વૈષ્ણવની વાર્તા વંચાઈ રહે, ત્યારે "વ્યાસદાસ ચાતક કી રટના રસ પિઅત ભઈ પ્યાસી" એવાં રસપિપાસુ પ્રાતઃસ્મરણીય રૂક્ષ્મણીબા જાણે તેમાંનાં એકજ ન હોય, એવાં લાગતાં. પણ પ્રત્યક્ષ સરાહના કરતાં ડરતો. હવે તો એ નથી એટલે ડર કયાં રહ્યો? એ હાસ્યવિનોદ અને મધુરો વાર્તાલાપ. આ અમારી નિત્ય મંડળીનો ક્રમ. આજ તો ભલે રૂક્ષ્મણીબા દૃષ્ટિથી દૂર થયાં છે, પણ તેમની મીઠી સૌરભ હજુ તેવી જ લલિત છે. અને તેમનું જીવન તેમના સમાગમમાં આવેલાં પ્રત્યેકના ઉપર ઊંડી છાપ પાડતું ગયું છે. તેનું અવિરલ સ્મરણ ચિરકાળ પર્યંત ભૂલાય તેમ નથી.

क्वचित्पाण्डित्यं चेन निगमगति सापि यदिन
क्रियासा साविस्याद् यदिन हरिमार्गे परिचयः।
यदिस्यात्सोऽपि श्री व्रजपति रतिर्नेति निखिलै
गुणैरन्यः को वा विलसति विना वल्लभ वरम् ॥

એવી સાંગોપાંગ પૂર્ણતા ભક્તિમાર્ગાબ્જમાર્તંડ શ્રીમદાચાર્યચરણમાં જ સંભવે; અને એ કોટિ દિવાકરનું પ્રતિબિંબ નિજઅંતરંગિય ભક્તગણો 'पुष्टिकायेन निश्चय' હોવાથી તેમાં જ પ્રકાશે. અને એ પુષ્ટિસૃષ્ટિનું અનોખું મહામોલું શુદ્ધ રત્ન એ આપણાં પૂજનીય રૂક્ષ્મણીબા હતાં. અન્યથા અઢળક દ્રવ્ય, દેહસંપત્તિ, કૌટુમ્બિક–લૌકિક સુખની પારાવાર મોહક સામગ્રીઓ હોવા છતાં દીનતા, વિપ્રયોગ, વલ્લભ વલ્લભી પરત્વે વિવેક સર આદર્શભાવ; આ બધા પ્રતિસ્પર્ધી ધર્મોનું સાંગોપાંગ પૂર્ણજીવન તો કોઈ એક વિરલ શુદ્ધ પુષ્ટિભક્તને જ સાંપડે. કારણ કે शुद्धा प्रेम्णा अति दुर्लभाः અને વ્યાસદાસજી

પણ પંચામૃતગ્રંથમાં એવીજ આજ્ઞા કરે છેઃ–

રસિક જુથ દેખિયત નહિ, નહિ સિંઘન કે ટોલ,
વિરહવેલી જહાં તહાં નહિ, કહું કહું રત્ન અમોલ.

પરમ ભગવદિય રૂક્ષ્મણીબાના અંતરના ભાવ જાણવા જેવી મારી તો શી પાત્રતા? અને એવા અગાધ હૃદયમાં મારી ચાંચ પણ કેટલીક ડૂબે? છતાંય એની કૃપા બળે નિત્યના ભગવદ્મંડળીના સહવાસી તરીકે ઝાંખું ઝાંખું જોઈ શકતો, કે વિપ્રયોગ અને દીનતાનું ભર્યું ભર્યું સ્વરૂપ રૂક્ષ્મણીબા હતાં. એકાદ પ્રસંગ વિરહ ઉદ્‌બોધક નીકળે, એટલે અશ્રુની એકસરખી ધારા ચાલી જ જાય!!

પૂ. ગોસ્વામી બાળકો ઉપરની એમની મમતા તો અવર્ણનીય જ હતી. ભૂતલસ્થ એમના સમકાલિન આયુષ્યમાન બાળકોમાં એક પણ એવા નહિ હોય, કે જેમના નિકટના સમાગમમાં આવી અત્યંત પૂજ્યભાવ પ્રદર્શિત કર્યો ન હોય. પૂ. ગો. બાળકો પ્રત્યે ઉચ્ચતર ભાવ ધારણ કરનાર અન્ય વૈષ્ણવવૃંદો તો આધુનિક યુગમાં આજે પણ દૃષ્ટિગોચર થાય છે, પણ આ તો વિશિષ્ટતા હતી, કે તેમના ભાવને આકર્ષાઈ સર્વ બાળકો જાણે કે ૮૪—૨૫૨ વૈષ્ણવોમાંનાં કોઈ એક ડોકરી વૈષ્ણવ-બાઈ ફરી ન પ્રગટયાં હોય! તેમ સમજીને 'બા' ના જ નામથી સંબોધતા. કેવું અનેરૂં એ વલ્લભ વલ્લભીનું સંયોજન! એ 'બા' ના નામથી સંબોધાતાં સ્વરૂપધારી ભાવાપન્ન રૂક્ષ્મણીબાને મારા કોટિશઃ વંદન હજો!

ભગવદ્પ્રતાપબળ પણ અતુલિત જ. ત્રણ ત્રણ પ્રાણઘાતક બિમારીઓ આવવા છતાં જાણે કોઇ ભગીરથ કાર્ય હજુ રહી જતું હોય, તેમ ત્રણેય વખત (અતિશયોક્તિ ન થતી હોય તો) મોતને પાછું મોકલી ચિ. શ્રી વ્રજરાયજી (લાલબાવા) નાં યજ્ઞોપવીત અને શ્રી નટવર પ્રભુના છપ્પનભોગ માટે જ રોકાયાં; અને એ કાર્ય પૂર્ણ કર્યે આ લોક સંકેલી ચાલ્યાં ગયાં!!

મનોરથી પણ ભારે હતાં. હૃદય પ્રદેશમાંથી નિત્ય અવનવા મનોરથ તરંગો ઉગમ્યા જ કરે, અને ત્યાં સુધી કે છેલ્લી બિમારી વખતે પણ 'ઠકુરાણી ત્રીજ શ્રી નાથદ્વારામાં કરવી.' પણ હવે એ તો ઉત્તમ અધિકારી થઈ ચૂકયાં હતાં. આ સુખ કરતાં તો ત્યાંનાં અલૌકિક નવત્વમેતાતનુએ સાક્ષાત્ દર્શન કરવાનાં હતાં. મૂળેય શ્રી યમુનાજીની કુંજનાં તો હતાં, અને ઠકુરાણી ત્રીજનો શ્રી મહારાણીજીની કુંજમાંનો હિંડોળો! ત્યાં ગહેરી સઘન રસકુંજમાં પ્રિયા પ્રિતમને પ્રત્યક્ષ ઝૂલાવતાં હતાં. એ તો ઉતાવળ કરી ચાલ્યાં ગયાં! અને ધન્ય એ અંતિમ ઘડી!!

પોતાનો નિત્યક્રમ પૂર્ણ શુદ્ધિમાં જ પૂરો કર્યો. પૂજ્યપાદ શ્રીરણછોડલાલજીએ સ્વ-કૃપયા પધારી ચર્ણસ્પર્શ આપ્યાં. અંતિમવિધિ સ્વઆજ્ઞાનુસાર બાની પૂર્ણ ભાનાવસ્થામાં જ થઈ. લૌકિક-અલૌકિક નિજપરિકર બધો ય નિકટ. છેલ્લા ભગવદ્સ્મરણ કર્યાં. બધાંએ બાને તિલક દંડવત્ કર્યાં. ભગવદ્ નામની ધૂન ચાલી. કેવળ શુદ્ધ દૈવી વાતાવરણ જ હિલોળે ચઢયું. ઘડીઓ નિકટ આવતી ગઈ. યુગલ સ્વરૂપને ઝુલાવવાની આતુરતા વધતી ચાલી. પણ વાત્સલ્યભરથી પોષેલ મનમિલાપી ભ્રાતૃયુગલમાંના શ્રી હિંમત-ભાઈ કયાં? મળ્યા સિવાય કેમ જવાય? અને હવે તો બાની ધીરજ ખૂટવા માંડી. ત્યાં તો હિંમતભાઇ આતુર નયને આવી પહોંચ્યા. બાને તિલક દંડવત્ કર્યાં. વિપ્રયોગનાં પદની પંપરા ચાલી. વલ્લભાખ્યાન ગાયાં, અને બધુંય સાંભળતાં સાંભળતાં ત્યાં મનોરથની સિદ્ધિ કરવા, એ રાસાદિક લીલાઓનો અનુભવ કરવા, દેવતાઓને પણ ઈર્ષા આવે તેવું મહામોંઘું મૃત્યુ પામી, કોઇ એક કાર્ય કારણાર્થ બા ભૂતલ ઉપર આવી પાછાં એજ નિજધામમાં અત્રેનો મિષ પૂરો કરી ચાલ્યાં ગયાં. મૂકતાં ગયાં માત્ર પોતાની સૌરભ અને મીઠી યાદ. હવે અમારે તો "ગાય ગાય કે જીવીએ" એજ કર્તવ્ય અવશિષ્ટ બન્યું.

પૂજ્ય વ્હાલાં રૂક્ષ્મણી બા! આપ ભલે ગમે ત્યાં હો—ગમે ત્યાં હોવાનું કહેવાની ધૃષ્ટતા કેમ કરૂં? આપ તો એ—

"લલિત વ્રજદેશ ગિરિરાજ રાજે.
ઘોષ શ્રીમંતિની સંગ ગિરિવરધરન, કરત નિત્ય કેલિ તહાં કામ લાજે. ૧.
ત્રિવિધ પવન સંચરે, સુખદ ઝરણાં ઝરે, લલિત સૌરભ સરસ મધુપ ગાજે;
લલિતતરુ ફૂલફલ ફલિત ખટઋતુ સદા, ચતુર્ભુજ દાસ ગિરિધર સમાજે." ૨

એ અખંડ રાસસ્થલી વ્રજદેશમાં વિચરો છો. અમને પણ તમારા સંગબળે ક્યારેક ત્યાં આવવાનું સૌભાગ્ય સાંપડશે; પણ ત્યાં સુધી તો—

"સખીયોં યાદ દીલાવત રહીયો.
સમય પાય વ્યથા હમારી યુગલચંદ સો કહીયો.
કેલિ કોપ અરૂ કાજ સમેત જ સુખમેં તુમ રૂક લહીયો,
જો કછુ કોપ કરે તો વિનતિ કર કર સહિયો.
ડરી મનુહાર જોર કર દોઉ, મેરી વ્યથા ઉલ્હૈયો,
કહિયો ધાય જાય કે બાંહિ કબહુક હરિદાસનકી ગહિયો."

એટલું જ મારૂં વિજ્ઞાપન.  જેઠાલાલ




.નપણુથી જ મોસાળમાં રહું છું; શામુમામા તથા હું–બન્ને સરખી ઉંમરના ાથી સાથે જ ભણીએ, ને રમીએ. આને લઈ બાનો પરિચય મને વધારે ., તે સ્વાભાવિક છે. બા સૌને કહેતાં, કે "જેટલું શામુ માટે લાવો, તેટલું જ માટે પણ લાવવું" આવી સૂચના ઉપરથી આપણને ખ્યાલ આવે છે, કે બાને .રખાં હતાં.

.યતને અંગે કોઇ દિવસ ભોજન લઇએ નહિ, અને જો ભોગજોગે બાને તે , તો જાતે આવી, ખૂબ આગ્રહ કરીને પણ જમાડે. ન ખાઈએ તો તેમને ઘણું તેથી આગ્રહને વશ થઇ આપણે થોડું ખાવું જ જોઈએ; ને એથી જ તેમના મરો સંતોષ થતો.

. નાનાં બાળકો બહુજ ગમે. કુટુંબમાં કોઈની પણ વર્ષગાંઠનો દિવસ હોય, ાર્મિક ઉત્સવ–પ્રસંગ હોય, તો કુટુંબનાં નાનાં મોટાં સૌને બોલાવી ભાવથી ખુશ કરે. વળી કોઇ દિવસ આપણી ભૂલને લઈ માતાપિતાના ઠપકાનો ભોગ એ, તો આપણા આત્માને શાંતિ આપવા માટે બેનને કે બીજા કોઈને . પણ આપે, ને 'કોઈ દિવસ છોકરાંને નારાજ નહિ કરવાં' એવો બોધ આપે. જેવાં જીવન દુનિયામાં વિરલ હોય છે. આવા દૈવી આત્માની અહીં કરતાં વધારે જરૂર હશે; ને એમ ધારીને જ પ્રભુએ તેમને પોતાની પાસે બોલાવ્યાં તેમના વિયોગથી આપણને દુઃખ થાય, તે સ્વાભાવિક છે, પરંતુ એ દૈવી ા ખરેખર કલ્યાણ જ થયું છે; તેથી આપણે ખુશી થવા જેવું છે.

જ્યોતીન્દ્ર



# પ્રેમાળ બા

પરમ પૂજ્ય બાનું હેત મારાથી કદી ભૂલી શકાશે નહિ. એમણે અમારા પ્રત્યે પુષ્કળ દયાભાવ રાખ્યો હતો. આ સંસારમાં આપણે શી રીતે વર્તવું, બીજાં પ્રત્યે કેવી સભ્યતા અને વર્તન રાખવું; એને લગતી અનેક શિખામણો વારંવાર આપતાં, કે જે ભવિષ્યમાં આપણને ઘણી ઉપયોગી થઇ પડતી. આ રીતે બાનું સ્મરણ વારંવાર થયા કરે છે.

પૂજ્ય માતા! તમે અમને તજીને ગૌલોકમાં વાસ કરી ઉચ્ચ સ્થાન પામ્યાં, પ....ણ અમારા જેવા કુમળા છોડને હજુ આપની ઘણીજ જરૂર હતી. અત્યારે તો અફસોસ જ કરવો બાકી રહ્યો છે.

બા ! આપે અમને અનેક લાડ લડાવ્યાં છે, ને અનેક ઉપકારો કર્યા છે; તેનો બદલો અમારાથી કોઇ રીતે વળે તેમ નથી. હે પ્રભુ ! પૂજ્ય બાના દિવ્ય ને પવિત્ર આત્માને સદા શાંતિ આપજે.

ચંદ્રલતા





# એક સ્મૃતિ

ખરેખર, બાની મીઠી છાંય નીચેના દિવસો કદી વિસરાશે નહિ. તે સમયનું સુંદર અને આનંદિત જીવન તો એક સ્વપ્ન સમાન વહી ગયું. દુનિયામાં માબાપનો સ્નેહ કદી વિસરાતો નથી. તે સ્નેહમાં ઈશ્વરે એવું અમૃત રેડયું. છે, કે તેનું પાન કરતાં કદી સંતોષ વળતો જ નથી. તેમનું પોતાનું જીવન આદર્શમય હતું. લોકકલ્યાણ અને ઉપકારવૃત્તિ બાએ પોતાના જીવન સાથે જ વણ્યાં હતાં. વિશાળ કુટુંબમાં એક સરખી છાંયામાં અતિશય દુઃખી અને થાકેલા જીવને પણ એક વટવૃક્ષ સમું એ વિશ્રાંતિસ્થાન હતું. બાના જીવનમાં ઉત્સાહિતા, નિષ્પક્ષપાતતા, પ્રેમાળુતા, ધીરતા, ઉદારતા સહિત અદ્વિતીય ધર્મપ્રિયતા તથા ઈશ્વરનિષ્ઠા વગેરે સદ્ગુણોને યોગે આપણાં હૃદયમાં તેમના પ્રત્યે ઉત્તમ આદર બુદ્ધિનો આવિર્ભાવ થતો. આવું જીવન કાંઇ દરેક જણ ગાળી શકતાં નથી. ક્ષણેક્ષણે જ્યારે પણ વખત મળે ત્યારે ઈશ્વરનું રટણ કરતાં, ને બીજાંને કરવાનું કહેતાં. તેમનામાં એક ઉત્તમ ગુણ એ હતો કે તે કદી દુશ્મનને દુશ્મન ગણતાં જ ન હતાં, ને સૌ કોઈને પ્રેમથી જીતી લેતાં.

તેમના જીવનમાં ઉદારવૃત્તિ, પ્રેમ ને ત્યાગ ઓતપ્રોત ભરેલાં હતાં. નાનાં અને મોટાં દરેક ઉપર અનુપમ સ્નેહ રાખતાં. તેઓ કોઇને નારાજ કરતાં નહિ, ને 'નિરાશા' શબ્દ તો તેમના કોશમાં હતો જ નહિ. અમારા ઉપર પણ સમદૃષ્ટિ રાખતાં હતાં. અને કોઈ દિવસ નિરાશ કરતાં નહિ; તેઓ આપણાં હૃદયમાં ચિરસ્થાયી, આદર્શમૂર્તિ સમાં નિરંતર રમી રહ્યાં છે. તેમનું જીવન આદર્શમય તથા અનુકરણીય હતું. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ આપો, એવી તેના પ્રત્યે યાચના કરૂં છું.

વંદન હજો એ દિવ્ય વિભૂતિને ! પ્રણામ હજો એ પૂજ્યતમ બાને !

**મનોરમા પરિખ**



# એ અનોખાં બા

મારા શથી મોટેરાંઓ બાને વિષે ઘણું લખશે. તેમની આગળ હું કંઈ લખી શકું તેટલી શક્તિવાળી નથી, છતાંયે વડીલોના આગ્રહથી થોડું ઘણું લખું છું.

મારી ઉંમર છ વર્ષની થઈ, કે તરત જ કમનસીબે મારાં માતુશ્રી દેવલોક પામ્યાં; જેથી હું બાની પાસે જ ઉછરીને મોટી થઈ છું. પોતાની પુત્રીની માફક મને ઉછેરીને મોટી કરી; આથી મને મારાં માતુશ્રીનો અભાવ સાલ્યો નથી. મારાં નાનપણનાં જે વર્ષો બાની સાથે ગાળ્યાં છે, તે દરમિયાન નિરંતર મને આનંદમાં રાખવા માટે બાએ બનતા પ્રયાસો કર્યા હતા.

એકાદ બે દિવસ પણ તેમને મળવા ન અવાય, તો હું મજામાં છું કે નહિ તેની ખબર કઢાવે. તેમની પાસે જઈએ, ત્યારે પોતાની પાસેજ રહેવાનો આગ્રહ કરે, અને રોજ કહે કે 'તારે અહીં જમવું'. જ્યારે જમીને આવીએ, ત્યારે પરાણે આગ્રહ કરીને ફરીવાર જમવા બેસાડે, ત્યારે તેમને સંતોષ થાય.

સૌ તરફ બાનો વાત્સલ્ય ભાવ સરખો હતો. પોતાનાં પૌત્ર પૌત્રી તરફ જેટલો ભાવ હતો, તેટલો મારા પર હતો. માતાવિહોણી મને કદી ઓછું ન આવે, તેની કાળજી રાખતાં, ને મને નિરંતર ખુશ રાખવા પ્રયત્નો કરતાં. અમને આનંદી જોઇ પોતે આનંદી બનતાં. તેમની પાસે જઇએ ત્યારે સારી શિખામણો આપે, અને કહે, "તારે દરરોજ મારી પાસે આવીને 'જયશ્રીકૃષ્ણ' કરી જવા". હું બનતા પ્રયત્ને તેમની આજ્ઞાનું પાલન કરતી.

અમારામાં જે કાંઈ ધાર્મિક સંસ્કારો છે, તે પૂજ્ય બાના રૂડા પ્રતાપે જ છે. નાનાં બાળકોને પ્રથમથી જ 'જયશ્રીકૃષ્ણ' બોલતાં શીખવે, જેથી તેમનામાં હંમેશાં સારા સંસ્કારો પડે, એમ તેઓ માનતાં હતાં.

મેં ઘણાં દૈવી સ્વરૂપોની વાતો વાંચી છે, ને સાંભળી પણ છે; તે સ્વરૂપોની સાથે બાને સરખાવતાં જરાય ફેર માલુમ પડતો નથી. બાએ મનુષ્ય કોટિમાં જન્મ લીધો, તેથી ભલે તે દેવ ન કહેવાયાં, પરંતુ ખરેખર, બા એક દૈવી આત્મા તો હતાં જ.



વ્રજબાળા

# પૂજ્ય બાને

આપ ધર્મના ઉંચા સંસ્કાર પામેલાં હતાં. તેમ આપે આપનું જીવન તન, મન ને ધનથી તીર્થયાત્રા, ગુરુભક્તિ ને સેવાનાં કામોમાં વિતાવ્યું છે. મારી નિરાધાર બાળવિધવા હાલતમાં મારા ઉપર દયા રાખી, મને એક ગરીબ બ્રાહ્મણની પુત્રી જાણી રસોઈ કરવા રાખી હતી, પરંતુ ત્યારબાદ આપે મને પોતાની પાસે રાખી ધર્મ તથા સેવાનાં પ્રત્યેક કામમાં ભાગીદાર બનાવી, મારૂં જીવન ભાગ્યશાળી બનાવી, ખરેખર એક નિરાધાર અબળાનો ઉદ્ધાર કર્યો છે; એમ કહું તો કાંઇ ખોટું નથી.

મારાં માતુશ્રીની પાછળના જ્ઞાતિવ્યવહારાદિ કાર્યોમાં તેમજ મારી જીવતક્રિયાઓ, એકાદશી જેવાં ધાર્મિક કાર્યોમાં તેમજ મારાં અનેક નિરાધાર સગાં સ્નેહીઓને સહાય કરવામાં ખૂબ ધનનો ખર્ચ કર્યો છે; તેવા અનેક ઉપકારોનો બદલો હું આ ભવમાં તો કોઈ રીતે વાળી શકું તેમ નથી, તેથી પરમ કૃપાળુ પરમાત્મા સમક્ષ નમ્ર ભાવે પ્રાર્થના કરૂં છું, કે મને જન્મોજન્મ આપની સેવાનો લાભ મળે.

આપ દયાળુ ને પવિત્ર જીવન ગુજારતાં ગુજારતાં શ્રી ગૌલોકમાં ગયાં છો, જેથી અમને સૌને ઘણી જ ખોટ પડી છે. મારી માતા કરતાં યે આપે મારા ઉપર વિશેષ ભાવ રાખ્યો છે, જેથી આપનું સ્મરણ જિંદગીભર ભૂલાય તેમ નથી. પ્રભુ આપના પવિત્ર આત્માને શાંતિ આપે, એવી અંતરથી પ્રાર્થના કરૂં છું.

**મણી**



# માયાળુ બા

પૂજ્ય બાનો મારા ઉપર ઘણો જ સ્નેહ હતો. ને તે માયાળુ સ્વભાવથી જ તેઓ નાનાં મોટાં પ્રત્યેકને પ્રિય થઈ પડયાં હતાં. તેઓ અત્યારે આપણી નજર સમક્ષથી દૂર થયાં છે, પરંતુ આપણા મનમાં તો એમ જ લાગે છે, કે બા સદા અમરે જ છે.

જ્યારે જ્યારે બાની પાસે જવાનું બનતું, ત્યારે 'જય શ્રીકૃષ્ણ' કહી હું તેમને મસ્તક નમાવું, એટલે તેઓ આશીર્વાદ આપી મારા શિરે હાથ મૂકતાં હતાં. આવાં બા હવે મળવાં મુશ્કેલ છે. તેમણે અમને વારંવાર અનેક જાતની મદદો કરી છે. એકબે દિવસ પણ કાંઈ કારણને લઇ તેમની પાસે જવાયું ન હોય, તો પૂછે, કે 'હંમેશાં કેમ આવતો નથી? દિવસમાં એકવાર તો મારી પાસે આવવું જ જોઇએ.' આવાં આવાં વ્હાલભર્યાં વચનો હવે કોણ કહેશે? આવાં સ્નેહાળ ને મમતાભર્યાં માતુશ્રીને પ્રણામ હો!

卐

બાલકૃષ્ણ

# બાનો પ્રેમ

પૂજ્ય બાના વિયોગથી અમને બધાંને બહુ સૂનું સૂનું લાગે છે. શી તેમની માયાળુ લાગણી! કેવાં તેમનાં ભાવ ભરેલાં વચનો! જ્યારે જ્યારે એ છબી યાદ આવે છે, ત્યારે મનમાં કંઈ કંઇ થઇ જાય છે. નાનાં બાળકો તરફનો એમનો પ્રેમ તો અઢળક જ હતો.

હે પ્રભુ! અમારાં એ પૂજ્ય બાને હંમેશાં તારી પાસે જ રાખજે હો!

મદનમોહન






બા મારા ઉપર બહુ પ્રેમ રાખતાં હતાં. અમને બહુ સારી સારી શિખામણો આપતાં હતાં, એવી સારી શિખામણો બીજું કોઈ નહોતું આપતું. કોઈ દિવસ તેમની પાસે ન જવાય, તો ચિંતા કરે, ને તબિયતના ખબર પૂછાવે. સૌ ઉપર વ્હાલ રાખે. બા તો વારંવાર સાંભરે છે.

બા! તમે પણ અમને રોજ સંભારજો, અને ગૌલોકમાં રહ્યાં રહ્યાં પણ રોજ અમને આશીર્વાદ આપજો હો!

卐

કુંજબાળા

## બા ક્યાં?

બા! તમે ક્યાં ગયાં? તમારાં દર્શન કેમ થતાં નથી? ઘેર આવું છું, બધે ફરૂં છું, બા! બા! કરૂં છું, છતાં જવાબ કેમ મળતો નથી? તમે ક્યાં ગયાં?

બા! તમારૂં હેત ખૂબ યાદ આવે છે. જમવા જતાં, નિશાળે જતાં, ફરવા જતાં, કંઇ કંઇ જોવા જતાં હવે અમ બાળકોને તમારા વગર સારી સારી શિખામણો કોણ આપશે?

અને બા! આપણા વ્હાલા ઠાકોરજીનો પ્રસાદ હંમેશાં અમને આપીને ખુશ થતાં, ને અમે પણ ખૂબ ખૂબ ખુશ થતાં; તે અમારાથી કદી ભૂલી નહિ શકાય.

હશે, બા! તમે તો ઘડીએ ય વિસરતાં નથી. જ્યાં હો ત્યાંથી આ કાલાંઘેલાં બાલુડાંને ખૂબ આશીર્વાદ આપજો, હો કે?

સરોજિની



# વ્હાલાં બાને—

**બા!** આપનો પ્રેમ બહુ યાદ આવે છે. તેમાંયે તમારા જેવો પ્રભુપ્રેમ ક્યાંઈ જોયો નથી. વળી બાળકો પ્રત્યેનો પ્રેમ તો અજબજ હતો. અમને જોતાંજ આપના હૃદયમાંથી સર્વત્ર પ્રેમની ધારાઓ છૂટતી, અને શ્રી પ્રભુજીનો પ્રસાદ આપી, અમારો આનંદ વધારતાં, ને તે જોઇ તમે ખૂબ ખૂશ થતાં.

વળી અમારાં નામ પાડવામાં પણ ભગવાનને ભૂલતાં નહોતાં. બીજાં અનેક અટપટાં નામો કરતાં તમને ભગવાનનું નામ વધારે વહાલું હોવાથી તેમનાં અનેક નામોમાંનું એક નામ આપી, આપ સંતોષ પામતાં.

બા! આપનું સદાય હસતું મુખ ખૂબ યાદ આવે છે. પણ હવે તો એ મુખનાં દર્શન ક્યાંથી થાય? જ્યાં હો ત્યાં અમને ભૂલશો નહિ હો!

હરિદાસ

卐

## બા ગયાં?

**બા!** તમે ક્યાં ગયાં? ઘરમાં ક્યાંઇ તમારાં દર્શન થતાં નથી. તમારા વગર હવે અમને ભાવથી કોણ બોલાવશે? વારંવાર પ્રસાદ કોણ આપશે? અમને ખુશ જોઇને કોણ ખુશ થશે? બા! તમે તો યાદ આવો છો. કોઇ રીતે ભૂલી શકાતાં નથી. શું તમે ગયાં?

બા! હવે તમારાં દર્શન ક્યારે થશે? જ્યાં હો ત્યાંથી અમને વારંવાર યાદ કરજો હો! અંતે તો આ આપનાં વ્હાલાં બાળકો તરફના વંદન સ્વીકારજો હો!

વિનોદ





"માત ઝુલાવે પારણું નંદકિશોર"

# ભક્તિમય જીવન

અમદાવાદમાં વીશા પોરવાડ વણિક જ્ઞાતિમાં સં. ૧૯૨૦ના પોષ વદી ૪ના રોજ રૂક્ષ્મણીબાનો જન્મ થએલો. તેમનાં માતુશ્રી તથા દાદીમા ચુસ્ત મર્યાદી વૈષ્ણવ હતાં, તેથી પિયેરમાં બાલ્યાવસ્થામાંથી જ ધર્મના સારા સંસ્કારો પડેલા. ત્યારબાદ શ્વસુર પક્ષમાં પણ ધર્માગ્રહી સાસુ સસરાના સમાગમમાં રહ્યાં, તેથી ભક્તિભાવની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ, ને પોતાના માયાળુ સ્વભાવથી કુટુંબના પ્રત્યેક માણસને અતિપ્રિય થઈ પડ્યાં.

સમય જતાં અમદાવાદના સુપ્રસિદ્ધ મહાત્મા સર્યુદાસજીનો સમાગમ થતાં તેમના સત્સંગનો લાભ મળ્યો. તેમની ઉચ્ચ કક્ષાની ભક્તિથી આકર્ષાઈ ઘણીવાર તો પોતે હાથે ઘંટીમાં આટો પીસી ટીકડા કરી આપવા જતાં. વળી પેટલાદવાળા મહાત્મા મોહનદાસજી તથા અમદાવાદવાળા નાથાભાઈ ભક્ત વગેરેના સમાગમથી ભક્તિમાં વૃદ્ધિ થઈ. આવા પ્રભુભક્તોના સત્સંગ, સેવા અને કૃપાથી ભગવદ્પ્રાપ્તિ થાય છે, તે સૂત્રનું તેમણે મનન કરેલું, ને તેથી જ અનેક વૈષ્ણવોની તનુજા વિત્તજા સેવા કરી, પ્રભુપ્રાપ્તિનો રસ્તો શોધતાં, તે તેમનું સત્સંગી જીવન ને આ રીતે વૈષ્ણવોનો વધુ સમાગમ થતાં પુષ્ટિભક્તિ માર્ગ તરફ વિશેષ વૃત્તિ દોરાઈ.

બીજી વીશી વટાવતાં પોતાની ચાળીશ વર્ષની વયે સં. ૧૯૬૦ની સાલમાં પહેલીવાર વ્રજ ચોરાશી કોસની પરિક્રમાની યાત્રા પગે ચાલીને કરી. વ્રજ એ શ્રીકૃષ્ણપ્રભુનું નિજધામ છે. પરાત્પર પૂર્ણ પુરુષોત્તમ પ્રભુનું રમણસ્થાન છે. એ પ્રભુનાં દર્શનાર્થે શ્રી કાંકરોલીવાળા ગોસ્વામી શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ, શ્રી ગોપાલલાલજી, શ્રી મધુસૂદનલાલજી મહારાજ આદિ સાત બાળકો બિરાજતા હતા, તેમના સંગમાં પગે ચાલીને યાત્રાનો અલભ્ય લાભ પ્રાપ્ત કર્યો, ને શ્રી હરિ, ગુરુ, વૈષ્ણવની તનુજા વિત્તજા યથાયોગ્ય સેવા કરી, ભક્તિભાવના અલૌકિક લ્હાવા લીધા.

પતિતપાવની, અધમોદ્ધારિણી પવિત્ર સરિતા શ્રી યમુનાજીતટે શ્રીમદ્ભાગવત સપ્તાહ પારાયણ સાંભળવાનો સંકલ્પ થતાં એક જ વર્ષમાં સાત વિદ્વાન બ્રાહ્મણોને લઇ સહકુટુંબ શ્રી ઋષિકેશમાં શ્રી ગંગાજીતટે, શ્રી મથુરાજીમાં શ્રી યમુનાજી તટે અને શ્રી સિદ્ધપુર ક્ષેત્રમાં શ્રી સરસ્વતી તટે સપ્તાહ શ્રવણ કર્યાનો સંકલ્પ પૂર્ણ કર્યો; ને શ્રી પ્રભુના ગુણાનુવાદ શ્રવણ કર્યાં. વળી ત્યારબાદ ઘર આગળ પણ એક વખત શ્રી પુરુષોત્તમ માસમાં એકી સાથે ૩૧ શ્રીમદ્ ભાગવત સુવર્ણના સિંહ સાથે સુપાત્ર બ્રાહ્મણોને સ્નેહપૂર્વક વસ્ત્ર ઉપવસ્ત્રથી અલંકૃત કરી, દાન આપી અપૂર્વ લ્હાવો લીધો છે.

ત્યારબાદ સં. ૧૯૭૫ની સાલમાં પોતાના જેઠ શેઠ શ્રી અમરતલાલ દામોદરદાસ સાથે સહકુટુંબ મથુરાજી વ્રજયાત્રા માટે ગયાં, ત્યાં પોતાના પતિ તથા જેઠ પાસે આગ્રહપૂર્વક વિનંતિ કરી કે, 'પ્રભુએ આપણને સંપત્તિ આપી છે તો પિતૃઋણ અદા કરી તમારા પૂજ્ય પિતાશ્રીના નામથી એક ધર્મશાળા બંધાવો તો સારૂં.' આ આગ્રહને વશ થઇ તે પ્રમાણે કરવાનો બન્ને ભાઇઓએ ત્યાં જ સંકલ્પ કર્યો, ને તેના પરિણામે મથુરામાં છત્તા બજારમાં 'દામોદર ભુવન' નામે મોટું મકાન રૂા. ૮૦,૦૦૦ના ખર્ચે બંધાવ્યું; અત્યારે હજારો વૈષ્ણવો આનંદથી ત્યાં ઉતરી યાત્રા કરી સુખી થાય છે. પછી બીજે જ વર્ષે સં. ૧૯૭૬માં શ્રી ગોસ્વામી શ્રીમધુસૂદનલાલજી મહારાજની સાથે સકળ પરિવાર સાથે બીજી વ્રજયાત્રા કરી, ને તે પણ પગે ચાલીને. વ્રજ એ વૈષ્ણવોનું સર્વસ્વ, પ્રભુની તાદશ લીલાનું સચોટ ભાન કરાવનારૂં પવિત્ર સ્થાન. ત્યાં દરેક સ્થળે, બેઠકોએ તનુજા ને વિત્તજા સેવા અપાર કરી છે. આ યાત્રામાં હું પણ સામેલ હતો, ને અનહદ સેવાનો લાભ પ્રાપ્ત કર્યો હતો.

પોતાના શુદ્ધ પુષ્ટિ ભક્તિમાર્ગીય જીવનમાં દિન પ્રતિદિન પ્રભુભક્તિ ને પ્રભુસેવા એ તો 'कृष्ण सेवा सदा कार्या'ની પેઠે ઓતપ્રોત થયાં હતાં. તેવામાં ભમરીના સમાગમથી કીડો પણ ભમરીનું સ્વરૂપ ધારણ કરે છે, તે રીતે અનેક સત્સંગી વૈષ્ણવો શ્રી. બચુભાઈ, ત્યાગીભક્ત શ્રીજેકીશનદાસજી કીસનગઢવાળા આદિ મહાનુભાવોનો સત્સંગ થતાં મૂળ પુષ્ટિમાર્ગીય અંકુરો વિશેષ દૃઢ થયા, અને તેવામાં સં. ૧૯૭૯ના વર્ષમાં પરમ ભગવદિય ભક્ત શ્રી મનોહરદાસજીનો સમાગમ થયો. જેના પ્રતાપે છેલ્લાં પંદર વર્ષમાં સત્સંગદ્વારા પોતે સેવા, સ્મરણ–નિકુંજની ભાવના આદિ અનેકવિધ ઉચ્ચ ને અંતિમ ફળ પ્રાપ્ત કર્યું, ને સકળ પરિવાર–પુત્રપુત્રીસમૂહને ભગવદ્ભક્તિનું દાન કરતાં સમજાવ્યું; જેના પરિણામે સકળ કુટુંબ અત્યારે ભક્તિમાર્ગ પ્રતિ વલણ ધરાવે છે.

સૌ. રૂક્ષ્મણીબા એક પ્રસંગે શ્રી ગોકુળ ગયાં. ત્યાં શ્રી યમુનાજીના કુંડવારાનો મનોરથ કરી, શ્રી ગોકુળના સમસ્ત વૈષ્ણવ સમુદાયને મહાપ્રસાદ લેવડાવી શ્રી યમુનાજીની કૃપા પ્રાપ્ત કરી. ને તે પ્રમાણે શ્રી ગિરિરાજજી–જતીપુરા, આન્યોર આદિ યાત્રાસ્થાનોએ પણ મનોરથો કર્યા હતા.

શ્રી તિલકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી શ્રી ગિરિરાજમાં 'કુંજભવન' બંધાવ્યું. ડાકોર પાસે ઉમરેઠમાં થએલા વ્રજમંડળના મનોરથમાં અગ્રભાગ લઈ અનેકવિધ સેવા કરી. હરદ્વાર, ઋષિકેશ, શ્રીનાથજી, ચંપારણ્ય આદિ તીર્થસ્થળોએ જતાં ત્યારે ત્યાં પ્રભુની તનુજા વિત્તજા સેવા કરી અપૂર્વ આનંદ પ્રાપ્ત કર્યો છે. એક પ્રસંગે શ્રી નાથદ્વારામાં શ્રી રંગપંચમીનો મોટો મનોરથ કરાવી, લાલબાગમાં શ્રી ગોસ્વામી બાળકો તથા વૈષ્ણવોની ગોઠનો મનોરથ કરેલો, તેમજ શ્રી નાથજીના કૃપાપાત્ર ભગવદિય જમનાદાસજીના આગ્રહથી નાથુવાસ જતાં રસ્તામાં એક વાવડી પણ કરાવી. ત્યારબાદ સં. ૧૯૮૯માં રાજનગરના ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજ શ્રી વ્રજપરિક્રમા કરવા પધાર્યા, ત્યારે તેઓશ્રીના આગ્રહથી ઘરના પ્રભુ–ઠાકોરજીને પધરાવી સહકુટુંબ વ્રજયાત્રા કરી, ને વ્રજનાં પવિત્ર સ્થળોમાં પોતાના પ્રાણપ્રેષ્ટ પ્રભુને પધરાવી આનંદ માણ્યો હતો.

શ્રી નટવરલાલજીના તિલકાયત શ્રી ગોસ્વામી વ્રજરાયજી મહારાજના લાલજી શ્રી રૂગનાથલાલજી (છગુ બાવા) મર્હૂમના ગુરુ થાય. તેમનો જન્મોત્સવ જેઠ વદી ૮નો આવે છે, ત્યારે પોતે અપૂર્વ ભક્તિભાવથી આખા દિવસનો મનોરથ માની તનુજા વિત્તજા સેવા કરતાં હતાં, ને એ રીતે શ્રી હરિગુરુ પ્રત્યેના ભક્તિભાવનો લાભ લેતાં. ઘણીવાર ગુપ્ત રીતે પણ અનેક ઉત્સવોમાં યથાશક્તિ સેવા કરતાં. શ્રી નટવરલાલ શ્યામલાલનાં નવાં મંદિર જલદી તયાર થાય, તો તેનાં દર્શન કરવાની મહદિચ્છા હતી, તે ભાવના પ્રભુએ પૂર્ણ કરી, ને દર્શનનું સુખ દસ વર્ષ સુધી ભોગવ્યું.

એકવાર શ્રી કાંકરોલી યાત્રાર્થે ગએલાં, ત્યાં શ્રી દ્વારકાધીશ પ્રભુની ખૂબ તનુજા સેવા કરી, પણ કંઈ વિત્તજા સેવા થાય તો ઠીક, તેવી ઈચ્છા પોતાના પતિ સમક્ષ રજૂ કરી. આ સ્થાન પોતાનાં સાસુજી મહાકોરબાના ગુરુનું સ્થાન હોવાથી મથુરાજીમાં પિતૃઋણ અદા કર્યું, તે રીતે અહીં માતૃઋણ અદા કરવાની ઈચ્છા થતાં ત્યાં 'મહાકોર ભવન' નામનું એક વિશ્રામસ્થાન બંધાવ્યું.

અમદાવાદને આંગણે શ્રી ગોસ્વામી બાળકો આવવાની ખબર પડે કે તુરત જ પોતે દોડી પહોંચે, દર્શન સેવા કરે ને ઘેર પધરાવી યથાશક્તિ સેવા કરી વચનામૃતોનાં પાન કરે, ને તેમાંજ આનંદમગ્ન રહે. શ્રી રણછોડલાલજી મહારાજને તો તેઓ પુત્રવત્ માનતાં. જ્યારે જ્યારે તેઓશ્રીને બોલાવે, ત્યારે જાણે હૃદયમાં માતૃવત્ વાત્સલ્યતાનો સ્નેહ ઉભરાઈ જતો હોય તેમ સ્મિતપૂર્વક બોલાવે; દૃઢ ભાવના અને સુદૃઢ સ્નેહ એવો હતો કે જાણે વાત્સલ્યતાની જ્વલંત મૂર્તિ હોય તેમ જણાતું હતું. આવા દૈવી સ્નેહને લઇ બાળકો પણ તેમને 'બા' કહીને જ બોલાવતાં, ને તેમની માયાભરી વિનંતિઓ પણ સ્વીકારતાં.

નિરંતર નિજ પ્રભુની અસેવાથી પહોંચી અનોસર કરાવી, બહાર આવી એક અલગ નિરાવરણ સ્થાનમાં જપ–પાઠ માટે બેસતાં. પોતે સાધારણ ભણેલાં હતાં છતાં યે શ્રી ભગવદ્કૃપાથી કેટલાંય સ્તોત્રો, ગ્રંથો, ૪૦ પદ, ધોળ, અષ્ટાક્ષર, પંચાક્ષર જપ; આદિનું સ્મરણ મનન કરતાં. એ સ્થાન–માળા પાઠ ખંડમાં શ્રી નાથદ્વારાના ચિત્રકાર પાસે પ્રભુની અનેકવિધ બાળલીલા, કિશોરલીલા, રાસલીલા, હિંડોળા, પલના, ડોળ આદિ શ્રી ભાગવત સ્કંધ ૧૦ની વિવિધ લીલાઓનાં ચિત્રો ચિતરાવી એ લીલાનું અવગાહન નિરંતર બન્યું રહે, તે માટે એક 'ચિત્રસારી' તૈયાર કરાવી, ત્યાં જ પોતે બેસી વિધવિધ લીલાઓનું મનન કરતાં.

સં. ૧૯૯૦ની સાલની વ્રજયાત્રા કરી આવ્યા પછી પૂર્ણ પુરુષોત્તમ યશોદોત્સંગ લાલિત શ્રી કૃષ્ણચંદ્રની સેવા કરવાની ભાવના વધી. તેથી શ્રી પ્રભુનું સ્વરૂપ સ્વગૃહે પધરાવી સેવા શરૂ કરી, ને શ્રી ગુરુ તેમજ શ્રી ગો. સ્વા. બાળકોની કૃપાથી તે સેવામાં વૃદ્ધિ થતી ગઈ. આ રીતના સત્સંગ ને સેવામાં દોરનાર શરૂઆતમાં તેમના માજી મુનિમ ભગવદિય કેશવલાલ હતા. આ રીતે છેલ્લાં ૩૫ વર્ષથી પ્રભુસેવા કરી આનંદ પામતાં. ને એ રીતે પોતાના પતિ, પુત્ર, પુત્રી આદિ કુટુંબ પરિવારને પણ તે જ ભક્તિમાર્ગે દોર્યા છે, ને તે મુજબ તેમના સુપુત્ર શ્રી સાકરલાલ તેમજ પુત્રવધૂ સૌ. ચંપાબેન અને સુપુત્રીઓ પણ નિરંતર ભક્તિભાવથી મર્હૂમને સુપગલે ચાલી ભાવનાપૂર્વક પ્રભુ સેવા-સ્મરણ કરે છે, તે પણ ઈશ્વરની કૃપાનું જ પરિણામ છે.

મર્હૂમને છેલ્લાં બે ત્રણ વર્ષથી મંદવાડના ઉથલા વારંવાર આવતા, ત્યારે પોતે કહેતાં, કે "મારા દેખતાં શ્રી લાલબાવાની જનોઇનું કાર્ય થઈ જાય, ને છપ્પનભોગ

થઇ જાય, તો તેનાં દર્શન કરૂં" તેવી તેમની તીવ્ર તમન્ના હતી. કયારેક તો 'મને એ દર્શન નહિ થાય?' એવો વિરહ થતો, ને તેટલા માટે જ શ્રી રણછોડલાલજી મહારાજની કૃપા અને આજ્ઞાથી જાણે પોતાનો દેહ ટકાવી રાખ્યો હોયની? ને જાણે કાળને પાછો કાઢયો હોય, તેમ દરેક પ્રસંગે મંદવાડમાંથી બચી જઈ સાજાં થઇ ગયાં હતાં. શ્રી નટવર પ્રભુજીએ તેમની એ અભિલાષા પૂર્ણ કરી, ને છપ્પનભોગ તથા જનોઈ એ બન્ને મહોત્સવનાં દર્શન-સેવાનો અલૌકિક લાભ આપ્યો. આ બેઉ પ્રસંગોમાં પોતે છેલ્લામાં છેલ્લી તનુજા વિત્તજા સેવા કરી તમ હૃદયને શાંત કર્યું છે, અને જીવનના છેલ્લા પાંચેક દિવસ અગાઉ મર્યાદી વૈષ્ણવોનું મંડાણ કરવાની ભાવના રહી જતી, તે પણ ગુરુકૃપાએ તેમના દ્વારા પૂર્ણ કરી લીધી.

મર્હુમે સાંપ્રદાયિક સાહિત્ય પ્રકટ કરવામાં પણ યથાશકય હાથ લંબાવ્યો છે. તે દ્વારા ખાસ કરીને તો કીર્તનસંગ્રહ–વર્ષોત્સવનાં પદ, કે જે પુસ્તક કેટલાંય વર્ષોથી અપ્રાપ્ય હતું, તે છપાવી વૈષ્ણવોમાં, મંદિરોમાં તથા શ્રી ગો. બાળકોને ભેટ આપ્યાં છે. નિજવાર્તા, શ્રી મહુજી મહારાજનાં વચનામૃતો, ષોડશગ્રન્થો, સ્તોત્રગ્રન્થો, પાઠય પુસ્તકો આદિ પ્રકટ થયાં છે. તેમજ શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાની પાઠશાળાને પણ પુસ્તકો અર્પણ કર્યાં છે. એ રીતે ગુજરાત, કાઠિયાવાડના વૈષ્ણવ સમુદાયમાં પુસ્તક પ્રચાર કરી સારી સેવા કરી છે, તે તેમની ધર્મસાહિત્ય પ્રતિ ઉચ્ચ ભાવના દર્શાવે છે.

વૈષ્ણવો ઉપર પારાવાર પ્રીતિ રાખતાં, અને તેમના સમાગમથી વૈષ્ણવતાના ઉત્તમ ગુણો તેમનામાં ઊંડા ઉતરતા ગયા. વાત્સલ્યતાની જ્વલંત મૂર્તિ સમાં, ભક્તિરસપૂર્ણ હૃદયવાળાં હોવાથી 'વૈષ્ણવ' નામ સંજ્ઞાથી તેમનું હૃદય આહ્લાદજનક બની જતું. "વૈષ્ણવદ્વારા પ્રભુ પધારે છે." એ સૂત્ર પોતાના વ્યવહારમાં ઉતારી મળવા આવનાર વૈષ્ણવને ઉચ્ચ આસને બેસાડી પોતે ભોંયે સાદડી પર બેસતાં. તેમનું યથાયોગ્ય સન્માન તન મન ધનથી કરતાં. એમની પાસે યાચના અર્થે આવેલો જીવ યથાશક્તિ ફળ મેળવ્યા સિવાય પાછો ગયો જાણ્યો નથી. આવા દૈવી જીવોને દૈવીજીવન, દૈવીસાથ, દૈવીસમાજ, દૈવીદ્રવ્ય, દૈવીભાવના, દૈવીકુટુંબપરિવાર–બધું પ્રભુ મેળવી આપે છે. વૈ. સંપ્રદાયનાં પ્રખર અનુયાયી હોવાથી સારાય વૈષ્ણવ સમાજમાં તેમનું સ્થાન ઉચ્ચ હતું. પ્રત્યેક ધર્મકાર્યમાં તેમની સહાય ને સહૃદયતા–ઉદારતા વારંવાર પ્રદર્શિત થતી જોઈ છે. અને "હરિ, ગુરુ, વૈષ્ણવ સરખા લેખો" એ ભક્તકવિ શ્રી દયારામભાઈનું વચન એમણે બરાબર લક્ષમાં ઉતારેલું હતું. એમનું જીવન ઉચ્ચ કોટિના ભગવદિય સમાન હતું. સત્સંગ સ્થાન હતું.

જેથી આવા ઉચ્ચ કોટિના ભગવદિયો સંપ્રદાયમાં ભૂષણરૂપ મનાય છે. અર્વાચીન સમયમાં આવા વૈષ્ણવ થવું, તે અત્યંત દુર્લભ છે.

પોતાના ધાર્મિક-દૈવી જીવન વડે પતિ, પુત્ર ને પુત્રીઓ આદિ તમામ સ્વપરિકરને સ્વધર્મમાં દોરી ધાર્મિક વૃત્તિવાળા ને ધર્મભાવનામાં દૃઢ આગ્રહી પ્રભુકૃપાથી કર્યાં છે. તેમના સમાગમમાં આવનાર દરેક વ્યકિત-વૈષ્ણવ અને વૈષ્ણવેતરોનાં જીવન પણ સ્વધર્મ તરફ દોરાયાં છે. તેમનું ચિત્ત શાંત ને ન્યાયદર્શી હતું, વાણીમાં મીઠાશ, મૃદુતા હતી. માન અપમાનમાં રાગ અને દ્વેષ જરાયે નહોતો. સ્વધર્મમાં અટલ ને અડગ શ્રદ્ધા ને ટેક અનન્ય હતી. આવા દૈવી ગુણોને લીધે સારાય અમદાવાદ શહેરમાં ને અન્યત્ર પણ વૈષ્ણવ સમાજમાં તેમણે અનેરૂં સ્થાન પ્રાપ્ત કર્યું હતું. જીવનની અંતિમ પળો સુધી પણ શ્રી સર્વોત્તમ સ્તોત્રનો આંતરિક જપ ચૂકયાં નથી. છેલ્લી ઘડીએ ગુરુદેવ શ્રી રણછોડ લાલજી મહારાજને તથા સુરતવાળા શ્રી ગોવિંદરાય બાવાને પધરાવી ખૂબ દર્શન કરી લીધાં. પછી નિજપરિકર વૈષ્ણવ સમાજને હાથ જોડી, "જય શ્રીકૃષ્ણ" કરી વિદાય માગી. ભગવદ્ નામ લેતાં ને લેવડાવતાં સં. ૧૯૯૪ના અષાડ વદી પાંચમના રોજ રાત્રિના અગિયાર વાગે લૌકિક લીલા સમેટી, પ્રભુની નિજ લીલામાં-શ્રી ગિરિરાજધરણની સેવામાં સિધાવ્યાં. લૌકિક ને અલૌકિક બંને તરફથી એ તો બડભાગી થઈ ગયાં, પણ અમદાવાદ વૈષ્ણવતા વિહોણું બનતું જાય છે, એ જાણીને તો જરૂર ખેદ થાય જ. પ્રાચીન વૈષ્ણવતાની ઝાંખી થતાં સ્થાનોમાંથી આ એક સ્થાન અમદાવાદમાંથી ઓછું થાય છે; એ જાણી જરૂર વૈષ્ણવો બે અશ્રુ તો સારશે જ, એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી.

પ્રભુ મર્હૂમના આત્માને શાશ્વત શાંતિ આપો, અને તેમના વયોવૃદ્ધ પતિ શેઠ બાલાભાઈ તથા સુપુત્ર શેઠ સાકરલાલભાઇ અને તેમના લગભગ ૮૦ માણસના માતા વિહોણા બનેલા બહોળા કુટુંબને આ દૈવી આફતમાં ધૈર્ય ધારણ કરવાનું પરમકૃપાળુ પ્રભુ સામર્થ્ય આપે એમ ઈચ્છીએ, ને સ્વધર્મ તરફ વૃત્તિ છે, તેથી દ્વિગુણિત અધિકાધિક વૃદ્ધિ પામે, અને મર્હૂમના પગલે અનુસરે, એ જ અભ્યર્થના.

મર્હૂમ રૂક્ષ્મણીબાને આ અંજલિ અર્પું છું, તે કેવળ તેમની ધાર્મિકવૃત્તિના ગુણાનુવાદરૂપે જ છે, નહિ કે તેમના ધનિક ને લૌકિક જીવનના! તેમના દ્વારા મને મળેલો ભક્તિરસનો લ્હાવો, વ્રજયાત્રાનો અનેરો આનંદ શ્રી વલ્લભકૂળની ટહેલ ને સેવા, તેમના પ્રાણપ્રેષ્ઠ પ્રભુની અમૂલ્ય સેવાનો લાભઃ આદિ મારા છેલ્લાં બાવીશ વર્ષના સહવાસમાં જે કંઇ ધાર્મિક જ્ઞાન ને ભાવના જાણી, તેમજ માણી છે, તેનું ઋણ યત્કિંચિત

પણ અદા કરવાનો આ અનેરો પ્રસંગ પ્રાપ્ત થયો છે, એમ માનું છું. આથી આ વર્ણન-દ્વારા મર્હૂમના જીવનની ઝીણી ઝાંખી વૈષ્ણવ જનતાને કરાવી છે. વળી વૈષ્ણવ ધાર્મિક જીવન કેવા પ્રકારનું હોય, તેનો અનેક વૈષ્ણવો ને સમાજને આથી કંઈ પરિચય થશે, તો મારો આ પ્રયત્ન સાર્થક લેખીશ.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઈ**



